ગુરૂ નાનકદેવ કૃત

# जपजी.




સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી

ગુરૂ નાનકદેવ કૃત

# જપજી

અનુવાદક—સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી.

સાન્તાક્રુઝ



પ્રકાશક—શ્રી સૌરાષ્ટ્ર સેવા સંઘ તરફથી,

વેણીશંકર વહાલજી પઢીયાર. મુ ચોરવાડ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૧૨૫

સંવત્ ૧૯૮૦ સન ૧૯૨૪

મૂલ્ય આઠ આના.

સુરતથી ભાઈશ્રી

ગિરજાશંકર ભગવાનજી ત્રિવેદી

બી એ ને

ખુલ્લી રીતે સાધારણ બ્રાહ્મોસમાજધર્મ

અંગીકાર કરવાની જાહેર હિમ્મતથી

આકર્ષાઈ બહુ માનપૂર્વક

અર્પણ કરૂં છું.

ભાનુમતી.

સીખોને શૂર સૈનિકો તરીકે જ આપણે જાણ્યા હતા. ધર્મ જાગૃતિએ અકાલીદલને જગાડ્યું અને સીખોને શાંત મનોબલવાળા, આશ્ચર્ય સાથે, આપણે દીઠા. ૯૦ નના અતુલ બલવાળી આ જાતિના હૃદય પર સામ્રાજ્ય ભોગવી રહેલો જે ધર્મવિચાર; ગુરૂ નાનકની શૂરી શ્રદ્ધામાથી જન્મેલો જે ધર્મવિચાર, ઇસ્લામની ચાતુરી અને હાકેમી જ્યારે હિન્દુત્વની ઉજ્જ્વલતાઓ ઓસારવા મથતી હતી તે કાળે ઉદ્‌ભવેલો જે ધર્મવિચાર; આ દેશમા આર્યોના પ્રથમ નિવાસસ્થાન, વેદોની જન્મભૂમિ, આર્યાવર્તપર થતા પરદેશી પ્રહારો હમેશા પ્રથમ ઝીલનાર પ્રાંત પંજાબમા પ્રસરેલો જે ધર્મવિચાર, નિરંજન નિરાકાર એક ઈશ્વરવાદી જે ધર્મવિચાર, તેને જાણવાની ગુજરાતને આજ જરૂર ઇચ્છા હશે.

બંગાળી ભાષાના અભ્યાસમાથી "મિસર કુમારી" અને "જ્યોતિ" બે પુસ્તકો ગુજરાતને આપી શકાયા. આ ત્રીજું, હિંદુઓના ચિર વંદનીય વેદો જેવુ, ઈસ્લામી પવિત્ર કુરાન જેવુ, બૌદ્ધોના ધમ્મપદ જેવુ, સીખોનું પ્રિય, વંદ્ય, નિત્યપાઠ્ય "જપજી" ગુજરાતને આપવાનુ સદ્‌ભાગ્ય, વડીલ સાક્ષર શ્રી નરસિંહરાવભાઈની કૃપાથી, પ્રાપ્ત થતાં, મને આનંદ થાય છે.

વિદ્વાન્ બાબુ અવિનાશચન્દ્ર મઝુમદારે આ ગ્રંથને બંગાળી ભાષામા ઊતારતાં અતિ શ્રમ ઉઠાવ્યો છે, એમ દરેક વાચનારને પણ જણાશે જ. બંગાળી ભાષાનુ મારૂ અધૂરૂ જ્ઞાન, મ્હારી કમ તાકાત લેખની, ઘર ધંધામાં રહેતી રોકાણ, એ બધાને વાચનાર ભાઈ બ્હેનો ધ્યાનમા ગખી સીખોનુ આ ધર્મપુસ્તક વાચશે તો તેઓ સદ્વિચારો મેળવતા મ્હારી કૃતિમા આવી ગયેલી ઊનતાઓ ભૂલી જશે; એ વીરજાતિ પ્રતિ હશે તેથી વધારે માન અને પ્રેમ આવશે, બુદ્ધિ અને હૃદયમા વિશાળતા વધશે; એવી આશા રાખુ છું

ન ભૂલાય, ન વાળી શકાય, ન ગોપવી શકાય એવા કેટલાક ઋણ હોય છે. તે કહી દીધે જ છૂટકો. પિતાભાવે સાક્ષર શ્રી નરસિંહરાવભાઈયે, મ્હારા પ્રયત્નોની સામાન્યતા સામે ન જોતા, તેમાં રહેલા મ્હારા પ્રેમને લક્ષમા રાખી, મને જે બહુવિધ મદદ કીધી છે તે માટે પ્રથાનુસાર નહિ પણ હૃદયથી ઉપકાર માનુ છું.

રામજયતિ, મે ૧૯૮૦<br>શાન્તિભવન–ચોરવાડ

સૌ. ભાનુમતી ત્રિવેદી.



# ગુરુ નાનક.

## ( સંક્ષિપ્ત જીવનરેખા. )

જે મહાપુરૂષે ' જપજી ' રૂપી અમૃતસ્રોતના પ્રવાહથી હજારો માનવ બંધુઓના હૃદયની આગ ઠારી છે; જેમના ચારિત્ર્યબળે જગતને સત્યની તરફ જવા પ્રબળ ઉત્સાહ આપ્યો છે; જેમની અનુકંપાએ ભિન્ન ભિન્ન માનવસંઘોને એકત્ર થવાની સરળતા કરી આપી છે, તેમના જીવનની રૂપરેખા ' જપજી 'ની સાથે છાપવાથી ઉપકારક થશે.

ગુરુ નાનક રાજકુળદીપક રાજા રામચંદ્રજીના વંશમાંથી ઊતરી આવ્યા હતા તેમના પિતાનું નામ કાલૂ ( કલ્યાણચંદ્ર ) અને માતાનું નામ તૃપ્તાજી હતું તેમનું જન્મસ્થાન અનિર્ણીત છે. કોઇ કહે છે તેમના મોસાળ કનાકચ ( કાણકૂચા )માં અને કોઇ કહે છે તલવંદીમાં તેમનો જન્મ થયો તલવંદીમાં જ્યાં એમનો જન્મ થયો મનાય છે તે સ્થાન 'નાનકાના સાહિબ' એ નામથી ઓળખાય છે. તેમના જન્મદિવસે ત્યાં મ્હોટો મેળો ભરાય છે.

કલિયુગના નામધારી ગુરુથી એ સ્થાન ઘેરાયું હતું. આર્યત્વનો અખંડ દાવો કરતા, બહાદુર વીર અકાલીઓએ પોતાનું નિર્દોષ લોહી રેડી એ નામધારી ગુરુના પાશમાંથી એને છોડવ્યું ત્યારથી તે જગમશહૂર બન્યું છે પુણ્યને નામે પાપ ગુજરાતમાં નથી થતાં એમ કોણ કહી શકશે ? પણ ગુજરાતમાં અકાલીઓનું ધર્મબળ જાગવાને હજી વાર હોય એમ લાગે છે.

પુત્રજન્મથી માતા પિતાને ઘણો આનંદ થયો જ્યોતિષીએ કહ્યું: " ગ્રહો બહુ સારા છે, તમારો પુત્ર મહાપુરૂષ થશે. હિન્દુ મુસલમાન બન્ને તેના પરમભક્ત બની રહેશે. "

એઓ ૭ વર્ષના થયા ત્યારથી તેમનું શિક્ષણ શરૂ થયું. તે વખતમા ત્રણ શિક્ષણસ્થાન હતા પડયાની ગામઠી શાળા, વેદપાઠશાળા અને ફારસી અરબ્બી શીખવાના મૌલવીઓના મકતબખાના આ ત્રણેનો લાભ લેવા ઉપગત બીજુ પણ ઘણુ જ્ઞાન તેમણે મેળવ્યુ હતું

જ્યા જ્યા તે શીખવા ગયા ત્યા ત્યા પોતાની વિલક્ષણ બુદ્ધિને લીધે શીખવનારને તેઓ અચંબો પમાડતા. શિક્ષકો પણ પોતાના શિષ્યની તીવ્ર બુદ્ધિના વખાણ કરતા, અને શીખવવા પાછળ બહુ લક્ષ આપતા.

નવ વર્ષની ઉમ્મરે તેમના પિતાએ તેમને સસ્કૃત શીખવા પડિતજી પાસે મોકલ્યા ત્યા તેમણે પ્રાથમિક જ્ઞાન ઉ. ાત વેદાન્ત જ્ઞાન પ્રાપ્ત કર્યું.

તે વખતની રાજભાષા ફારસી હોવાથી રાજ્યનુ બધુ કામકાજ ફારસીમા ચાલતું તેમના પિતા રાજ્યમા કારકુનની નોકરી કરતા. તેમણે ધાર્યું, કે જો નાનક ફારસી શીખે તો રાજ્યમા મ્હોટો હોદો મેળવી શકે તેથી તેમણે ગુરૂજીને મૌલવી પાસે ફારસી શીખવા મોકલ્યા. આ વખતે એમની ઉમ્મર અગીઆર વર્ષની હતી. અહિ તેમણે ફારસી ઉપરાત ગણિતશાસ્ત્રનુ જ્ઞાન મેળવ્યુ

આ શિવાય તેમના પિતાના એક પરમમિત્રની મદદથી એઓએ ઉત્તમ ફારસી ગ્રથોનુ જ્ઞાન મેળવ્યુ હતુ ઉપરાત સર્વ પ્રકારનું નૈસર્ગિક વિજ્ઞાન શિક્ષણ પણ પ્રાપ્ત કર્યું હતુ

અધ્યયન પૂરૂ થઈ રહ્યા પછી તેમના પિતાએ તેમને સાસારિક કામે લગાડયા સાધુસગતિ, જ્ઞાનચર્ચા, ઉપદેશ અને એકાન્ત સેવન એ જ એમના પ્રિય પ્રસગો હતા. તેથી એમનું ચિત્ત સોપેલા કામોમા ચોટતું નહિ.

તેમનુ આવુ વર્તન જોઈ કઈક વધારે જવાબદારીનુ કામ સોપ-વાનું પિતાના મનમા આવ્યુ, અને પુત્રને ખેતરનુ રખેવાળુ સોપ્યુ.

સસારની ધડમથલથી દૂર એકાન્ત સ્થાનમા નિવૃત્તિથી પ્રભુને ભજાશે એમ ધારી નાનકે ખુશીથી તે કામ ઉપાડી લીધુ. કામે ચઢયા. પણ તેમનું દયાપૂર્ણું હૃદય પખી ઉપર પથરો ફેકતા ધ્રૂજી ઊઠયુ તે પથરો ફેંકી ન શક્યા. પણ ચારેબાજુએથી એના વરસતા વરસાદ વચ્ચે, થડકતે હૃદયે અને શિથિલ પાખે ઊડતા પક્ષી-ઓની દયા આવી તેમણે પોતાનું ખેતર તેમના વિસામાનુ ધામ બનાવ્યુ. ગુરૂજીના ખેતરમા પક્ષીઓના ટોળેટોળા ઊતરવા લાગ્યા. એ જોતાં આનદમા આવી જઈ, ગુરૂજી તેમને સબોધી કહેવા લાગ્યા " તમે રામના પખીઓ છો, આ ખેતર પણ રામનું છે, માટે હે પખીઓ ! પેટ ભરી ભરીને ખાઈ લ્યો."

એક દિવસ પિતાએ આવીને જોયુ તો દાણા વિનાના ડીંડવા લટકતા હતા. ગુસ્સે થઈ તેમણે નાનકને કહ્યુ, " અહિ પણ તું આળસુ થઈ બેસી રહ્યો લાગે છે ! "

ગુરૂજીએ જવાબ આપ્યો, "હું આળસુ બની બેસી રહેતો જ નથી. મારૂ કામ હું કર્યે જ જાઉ છુ આ શરીર મારૂ ખેતર છે. મનો-નિગ્રહ રૂપી હળથી હું તેને ખેડી રહ્યો છું. વિનયરૂપી જળનું તેમા સિંચન કરૂ છુ પવિત્ર મત્રરૂપી બીજ મે તેમા વાવ્યા છે. તેનો પાક એવો ઊતરશે કે જે શાશ્વત મ્હારી પાસે જ રહેશે આ જગત્મા કોઈના અન્નભડારો તેની સાથે જતા નથી. પણ હું તો એવુ અનાજ એકઠુ કરી રહ્યો છુ કે જે સદૈવ મ્હારી સાથે જ રહેશે કોઇ કશુ પણ તેમાથી ખુચવી શકશે નહિ. "

તેમનુ આવુ જ્ઞાન પિતાને ગમ્યુ નહિ.

દિવસો જતા ગયા તેમ તેમ સાધુ, સત, ફકીર સાથે તેમનો સમાગમ વધતો ગયો. આથી તેમના પિતાને બ્હીક લાગી કે રખે ને

મ્હારો પુત્ર પણ સાધુ થઈ જાય તેથી તેમને બીજે ધંધે ચડાવવા થોડાક રૂપીયા આપી એક મિત્ર સાથે પરચૂરણ સામાન ખરીદવા મોકલ્યા. જતી વખતે કહ્યુ, "જેમાથી સારો નફો મળે એવુ ખરીદજે."

પાચ છ ગાઉ ચાલ્યા પછી ખબર મળી કે અહીં કોઇ સાધુઓની જમાત પડી છે ગુરૂજી દર્શને ગયા. સાભળ્યુ કે તેઓ ત્રણ દિવસના ભૂખ્યા છે. તરતજ નાનક પેલા મિત્ર પાસે ગયા અને કહ્યુ, " ભાઈ, ભૂખ્યાને ભોજન આપી તેમનો આશીર્વાદ લેવો એના જેવો નફાકારક માલ આપણને બીજે કયા મળશે ! તારી પાસે રૂપીયા છે તે લાવ. '

રૂપીયા લઈ સતકર્મમા વાપર્યા. સાચો નફો મેળવી નાનક ઘેર આવ્યા આવા કામો જોઈ શુ કરવુ તે ન સુઝવાથી તેમના પિતાએ તેમને તેમના બ્હનેવી પાસે મોકલ્યા બીજાને આશ્રયે રહેવું તે નાનકને ઠીક ન લાગ્યુ તેથી બ્હનેવીની લાગવગથી સુલતાનપુરના નવાબને ત્યા મોદીખાનામા ભડારીપદે નોકરી રહ્યા આ વખતે તેમની ઉમ્મગ વીસ વર્ષની હતી

નોકરીએ રહ્યા પછી સદાવ્રત ખોલ્યુ. હજારો ગરીબોની ઠઠ આગણામા જામી હોય, અન્ન અપાતુ હોય, લેનારા આનદ પામતા આશીર્વાદ આપતા ચાલ્યા જતા હોય, એમ રચના થઈ.

તેમની ઉદાર મનોવૃત્તિને ન સમઝનારા લોકોમા વાતો ઊડી કે આ તો નવાબનું લૂટાય છે. એ વાત પિતાના કાન સુધી પહોચી. તેમને લાગ્યુ કે રાજ્યની નોકરી રહી પુત્રની કમાણી ખાવા વખત આવે તે પહેલા જ હશે તે પણ તારાજ થઈ જશે. એવી બ્હીકથી પુત્રને ઠપકો દેવા આવ્યા. આવીને જોયુ તો સાભળેલી વાતો સાચી લાગી. આગણામા હજારોની સખ્યામા માણસોને જમેલા દીઠા તેમના રોષનો પાર ન રહ્યો નાનકે ઘણુય સમજાવ્યા પણ સમજ્યા નહિ. છેવટે ચોપડા હાજર કર્યા, ગુરૂજીના રૂપીયા જમે નીકળ્યા. કંઇક શાન્ત પડયા પણ પુત્રને સુધારવાની ચિન્તા તો એની એ જ રહી.

રમણીના સ્નેહપાશમાં બંધાવાથી ઠેકાણે આવશે એવો વિચાર સૌને સુઝી આવ્યો. લગ્ન કર્યાં. તેમની પત્નીનુ નામ સુલક્ષણી હતું. બે પુત્રો થયા. મ્હોટાનુ નામ શ્રીચદ્ર અને ન્હાનાનું નામ લક્ષ્મીચદ્ર. સૌને લાગ્યુ કે ગુરૂજીનું ગાડુ ચીલે ચઢયું પણ જ્ઞાનની પુષ્ટિથી મસ્ત બનેલા આત્માને બંધનો ફેડતા વાર શી ?

એક દિવસ પ્રાતઃકાળે ગુરૂજી સ્નાન કરવા ગયા. ત્યા તેમને પોતાના કર્તવ્યનું ભાન થયું. ત્યાથી તે અદૃશ્ય થયા, તે ત્રણ દિવસ ક્યાં હતા તે કોઇ જાણી શક્યુ નહિ. ચોથે દિવસે પાછા આવ્યા અને ગામ બહાર આબાવાડીયામા આસન વાળ્યુ ત્યારથી તે સંસારી મટી સાધુ થયા અને લોકોને ઉપદેશ આપવા લાગ્યા.

તેમનો ઉપદેશ હિન્દુ મુસલમાન કે કોઇ અમુક પ્રકારની વ્યક્તિયો માટે ન હતો. પણ આખી મનુષ્ય જાત માટે હતો જેણે જેણે એમના ઉપદેશોથી ઇશ્વિરને સત્યસ્વરૂપમા ઓળખ્યો તે બધા ય તેમના શિષ્ય થયા. તેથી તેમના શિષ્યોમા હિન્દુ મુસલમાન બન્ને હતા.

ગુરૂ નાનક તે વખતમા સુધારક ગણાતા. તેમની ઇચ્છા કોઇ નવો સપ્રદાય ઊભો કરવાની ન હતી. પણ જે છે તેને માણસો સત્ય-સ્વરૂપમા જોઈ શકે એ માટેના એમના પ્રયાસો હતા હુ જે માનુ છુ તેને લોકો સત્ય તરીકે કબુલ કરે છે કે નહિ એવી રીતના તે અહભાવી ન હોતા. પણ લોકો જે માને છે—આચરે છે તેમા સત્ય કેટલુ છે તે બતાવી આપવા તેઓ મહેનત કરતા, અને જે જે અસત્ય લાગતું તે નિડરપણે કહી બતાવતા.

એક વખત કાજીએ નવાબના કાન ભભેર્યા કે "નાનક કાફરો-ને સુવારી એક ઇશ્વિરનો બોધ આપે છે. પણ મુસલમાનોને તો તેમના પવિત્ર ધર્મથી ભ્રષ્ટ કરે છે "

નવાબે ગુસ્સે થઈ નાનકને બોલાવ્યા, પણ આવ્યા નહિ બીજી વખત સીપાઈને મોકલ્યા કહ્યુ કે "ન આવે તો પરાણે પકડી લાવજો "

ગુરૂજી આવ્યા, પણ માથુ નમાવ્યુ નહિ. ગુસ્સામા નવાબે પૂછ્યુ, " પહેલા મોકલેલા દૂત સાથે તુ કેમ ન આવ્યો ? "

ગુરૂજીએ શાન્તિથી ઉત્તર આપ્યો, " કારણ હવે હુ તમારો નહિ પણ ઈશ્વરનો સેવક બન્યો છુ. "

" તુ એક ઈશ્વરને માને છે કે કાફરોની માફક અનેકને ? "

" હું એક, અવ્યય, નિરજન, નિરાકાર, સ્વયભૂ, સર્વ-વ્યાપક, પરમાત્માને ભજું છુ. "

" ત્યારે તારો અને મારો ખુદા એક જો એમ જ હોય તો મારી સાથે નિમાજ પઢવા ચાલ. "

" ચાલો "

નાનક મસ્જિદમાં ગયા બધા નિમાજ પઢવા લાગ્યા, પણ તે તો તેમના તેમ જ ઊભા રહ્યા બંદગી પૂરી થતા ગુસ્સે થઈ નવાબે નિમાજ ન પઢવાનુ કારણ પૂછ્યુ ગુરૂજીએ જણાવ્યુ.

" જે ખરા અંતઃકરણથી પ્રેમ આણી પરમાત્માને ભજે છે, તેમની ભક્તિમા હુ ભળુ છુ. પણ જે કેવળ બાહ્યાડબર જ કરી ઈશ્વરને છેતરે છે તેમની ભક્તિમા ભાગ લઈ પાપનો ભાગીદાર બની શકતો નથી તમે ભક્તિ કરતા હતા પણ તમારૂ મન તો સસારના કામોમા ભટકતું હતું "

ત્યારપછી કાજી અને ગુરૂ નાનક વચ્ચે કેટલોક સવાદ થયો. ગુરૂજીએ દેખાવ ખાતરના આચારની નિષ્ફળતા સ્પષ્ટ કરી બતાવી. નવાબે તેમના ચરણોમા શિર ઝુકાવ્યુ, અને તેમનો અનુયાયી થયો.

અહિં ગુરૂજીના ઘણા શિષ્યો થયા. ત્યારપછી તેમને દેશભ્રમણ કરવાનો વિચાર થયો અને હરદ્વાર તરફ જવા નીકળ્યા. માર્ગમાં જ્યાં જ્યા ઉતારો થતો ત્યા તેમના દર્શને માણસો આવતા. ગુરૂજી તેમને ઉપદેશ આપતા. તેમની ઉપદેશ આપવાની શક્તિ અને બુદ્ધિ એટલી તીવ્ર હતી કે સાભળનારના મનમા બહુ ઊંડી અસર થતી.

આવી રીતે કોઇ ગામમા ઉતારો થતા, ગુરૂજીને ખબર પડી કે કોઇ ફકીર આ ગામનો નાશ કરના માટે સકલ્પની સાધના કરી રહ્યો છે. ગુરૂજીએ તે ફકીરને બોલાવી તેમ કરવાનું કારણ પૂછ્યુ.

ફકીરે કહ્યું: "આ ગામના માણસો અસત્યવાદી છે. એક વખત એક ચીજ આપવાની કહ્યા પછી નથી આપતા."

"બધા માણુસો એવા છે ?"

ફકીરે 'હા' પાડી.

ફકીરના દેખતા જ, ગુરૂજીએ એક શિષ્યના હાથમા બે પૈસા આપી કહ્યુ, "ગામમા જઇ એક પૈસાનુ જૂઠ અને બીજા પૈસાનું સાચ લઇ આવ."

શિષ્ય દુકાને દુકાને ફર્યો, પણ કોઇ તેને જોઇતી હતી તે ચીજ આપી શક્યુ નહિ. છેવટે એક દુકાનદારે તે પૈસા લીધા; અને કાગળ ઉપર લખી આપ્યુ "મરવુ તે સાચ અને જીવવુ તે જૂઠ."

શિષ્યે તે કાગળ ગુરૂજીના હાથમા આપ્યો. વાચી ફકીરના હાથમા આપતા તે બોલ્યા, "જુઓ સાઇબાવા, તમે કહેતા હતા કે દરેક માણુસ જૂઠો છે પણ તેમ નથી એકના અપરાધે બધાનું અનિષ્ટ કરવામા ઇશ્વરનો કોપ ઊતરે છે."

ફકીરે કહ્યુ "બોલવે તો બધા સુચતુર છે."

ગુરૂજીએ તે દુકાનદારને બોલાવ્યો. અને પૂછ્યુ, "ભાઈ, સાચ અને જૂઠ સમજવા છતા કેમ સસારમા લપટાઈ રહ્યો છુ?" બીજો પણ ઉપદેશ આપ્યો. એ ભક્તાત્માએ સંસાર તજ્યો. શિષ્ય થયો. આ જોઈ ફકીરે પણ નાનકને ગુરૂ ગણ્યા.

ફરતા ફરતા ગુરૂજી હરદ્વાર આવી પહોચ્યા. ગગાસ્નાન કરવા ગયા. પડ્યાજીથી ઘેરાયલા યાત્રાળુઓને તે પંડ્યાજીના કહેવા પ્રમાણે વિવિધ અભિનયો કરતા દીઠા. ગુરૂજી ગંગાના જળમા ઊતર્યા અને પાસેના યાત્રાળુઓ કરતા હતા તેથી ઉલટી રીતે પશ્ચિમ તરફ પાણીના ખોબા ભરી ભરી ઢોળવા લાગ્યા.

આવુ વિચિત્ર વર્તન જોઇ એક પંડયાએ ધાટો તાણી પૂછ્યુઃ " શી જ્ઞાતિનો છે ? ક્યાથી આવે છે ? "

ગુરૂજીએ જવાબ આપ્યો, " મારી કઇ જ્ઞાતિ નથી. જ્યા દિવસ કે રાત્રિ નથી એવા વિચિત્ર પ્રદેશમાથી હું આવુ છુ. પરદેશી મુસાફર છુ કૃપા કરી કહેશો કે આ બધા પૂર્વ તરફ શા માટે પાણી ઢોળે છે ? "

તેમની અજ્ઞાનતા ઉપર હસીને પંડયાજીએ ઉત્તર આપ્યો, " એટલુય સમજતો નથી ? એ બધા પોતાના પિતૃઓને જળ પહોચાડે છે "

" ત્યારે હું પણ આ ઠીકજ કરૂ છુ. આ રીતે હુ મારે ગામ મારૂ ખેતર છે તેમા જળ સીંચુ છુ."

" તારૂં ગામ અહિથી કેટલુ દૂર ? "

" સો કોશ કરતા વધારે ! "

" તમે ય કોઇ ભારે દેખાઓ છો ! એટલે દૂર આ પાણી શી રીતે પહોચશે ? "

" જે રીતે આ બધાનુ પાણી એમના પિતૃઓને પહોચશે એ રીતેસ્તો. "

આ સંવાદથી ગુરૂજીની બુદ્ધિનો ખ્યાલ સહજે આવી શકે છે. **गुरुवाक्य प्रमाणम्** એ અંધશ્રદ્ધાની પડી ગએલી રૂઢિની પરંપરાએ મનુષ્યબુદ્ધિને એટલી સંકુચિત કરી નાખી છે કે હવે પાત્ર-ભેદ પારખવાનુ પણ ભૂલી ગયા છીએ. ત્યા બુદ્ધિભેદની વાતો શી રીતે થાય ? પણ ગમે તે સ્થળ અને કાળમા, ત્યારે નહિ તો પછીથી, જે સત્ય હશે તે સત્ય તરીકે કબુલ થવાનુ જ.

ત્યાથી તે દિલ્લી ગયા તે વખતે સિકન્દર લોદી રાજ્ય કરતો હતો. પહેલા તેના ગુરૂએ અને પછીથી તેણે નાનકને પૂજ્ય માન્યા.

મુસાફરી કરતા તે જગન્નાથપુરીમા આવ્યા. સંધ્યાની આરતી

વખતે ગુરૂજી પોતાની આરતી ગાવા લાગ્યા. તેના ભેદ વિષે પૂછતા તેમણે જણાવ્યું, " જગન્નાથ નામ સર્વ જગતના સ્વામીનું છે. તે જગન્નાથ એક સ્થળે રહી શકતા જ નથી. તે તો સર્વ સ્થળે વિદ્યમાન છે. હું તે જગન્નાથને ભજું છું એટલે મારા જગન્નાથ સ્વતઃસિદ્ધ છે ત્યારે તમારા એકદેશીય હોઈ કૃત્રિમ છે. તેથી મારી તમારી આરતીમાં ઘણો ફરક છે. મારી આરતી આપોઆપ જ થયા કરે છે. થાળી રૂપે આ સમગ્ર આકાશ છે. ચંદ્ર સૂર્ય તેમા પ્રજ્વલિત દીપક છે તારામંડળ એ મહાથાળમા મોતી રૂપે ગોઠવાયલા છે. મલય-ગિરિના સુગંધિત વૃક્ષો ધૂપને સ્થાને છે. પાંચ પ્રકારના અનહદ નાદ, તમારા ઘંટ, મૃદંગ, ભેરી ઇત્યાદિને સ્થાને છે એ મહાપ્રભુની આરતી કરવાની મનુષ્યમા શક્તિ નથી પણ કુદરતી રીતે થતી એ ભવ્ય આરતીને જોઈ પ્રભુના અગાધ સામર્થ્યનું સ્મરણ કરીને જ કૃતકૃત્ય થવાનું છે."*

નાનકે ઘણી વખત હિન્દુસ્તાનની મુસાફરી કરી હતી. તેઓ સૌરાષ્ટ્રમાં પ્રબુધેલા નરસિંહ મહેતાને મળ્યા હતા તેઓ જ્યા જ્યા ગયા ત્યા ઉપદેશ આપતા. શિષ્ય થવા ઇચ્છતા ને શિષ્ય કરતા. સૌ કોઇ પોતાની ઇચ્છાશક્તિ પ્રમાણે તેમને ચરણે ભેટ ધરતા. પણ નાનક તેનો સંઘરો નહિ કરતા તરત જ ગરીબોમા વહેંચી દેતા.

---

* गगनमै थाल रविचंद दीपक बने
तारिकामंडल जनक मोती ।
धूप मलयानलो पवण चवरो करे
सगल बनराइ फूलंत ज्योती ॥ १ ॥
कैसी आरती होइ भवखंडना तेरी आरती ।
अनहता सबद बाजंत भेरी ॥ २ ॥

ग्रन्थ साहेब.

તેમના વખતમા ગુરૂ ગોરખનાથના યોગબળના મતનું પ્રાબલ્ય લગભગ આખા પજાબમા પ્રવર્તતું હતું તે પથના માણુસો અમુક ચિન્હો ધારણ કરે એટલે યોગી તરીકે ઓળખાતા, અને લોકો તેમને સત્કારતા ધીમે ધીમે તે ચિન્હોનો ઉપયોગ આજીવિકાના સાધન તરીકે થવા લાગ્યો. યોગને ન ઓળખતા હોય તેવા પણ ચિન્હો ધારણ કર્યે યોગી કહેવાવા લાગ્યા

ગુરૂ નાનક આ બધા બહિશ્ચિન્હની વિરુદ્ધ હતા એ માટે યોગીઓના ચિન્હને અનુરૂપ કરી ધાર્મિકના લક્ષણ 'જપજી'મા કહ્યા છે.—સંતોષ તે કાનની મુદ્રા લજ્જા અને વિનય તે ઝોળી ધ્યાનને અંગની વિભૂતિ બનાવ. મૃત્યુની કથા પહેર અને પવિત્ર ચરિત્ર બ્રહ્મચર્ય અવસ્થાવાળી તારી કાયાને વિશ્વાસનો સુક્તિદડ બનાવ.

તે કહે છે કે સાચા યોગી થવુ હોય તો સંતોષ, વિનય, ધ્યાન પવિત્રતા અને જ્ઞાન જોઇયે

નાનકને હિન્દુઓ નાનકસાહિબ 'ગુરૂજી' એ નામથી, અને મુસલમાનો "નાનક પીર" 'નાનકબાબા'ના નામથી પૂજતા એમે તે ધર્મ કે જાતિનો માણુસ ઇશ્વરને સત્યસ્વરૂપમા ઓળખી તેમનો શિષ્ય થઇ શકતો. આથી તેમનો સપ્રદાય 'શિષ્ય'નું અપભ્રશ, સીખ નામથી ઓળખાયો

ઘણી વખત નાનક કયા વર્ણ અને ધર્મના છે તેનો જાતિજાતિ વચ્ચે વાદવિવાદ થતો. એક વખત કાશીમા તે સંબંધી ખુલાસો કરવા શ્રોતૃમંડળી વચ્ચે પડિતજીએ પૂછ્યુ. નાનકે જવાબ આપ્યો.

"તે હું બરોબર જાણતો નથી પણ પરમાત્મા સાથે મારે સૌથી વધારે સબધ છે માટે તે જે વર્ણાશ્રમના હોય તેજ વર્ણાશ્રમ મારો ધારવો"

જાત્રા કરવા તેઓ મક્કા ગયા હતા ત્યા પણ કાજીએ તે સબંધી સવાલ પૂછ્યો હતો જવાબમા ગુરૂજીએ જણાવ્યુ

" આ પંચતત્ત્વના પૂતળામાં હિન્દુપણાનું કે મુસલમાન-પણાનું અભિમાન એ કૃત્રિમતા છે. હિન્દુઓ પૂજા કરતી વખતે સ્વચ્છ બની વસ્તુઓ ઝાકઝમાળ બનાવે છે પણ તેમનું અંતર તો કામ, ક્રોધ, લોભ, મદ, મોહ આદિ મલિન વાસનાઓથી ભરપૂર હોય છે. તે પ્રમાણે તે પોતાની જાતને છેતરે છે. જ્યારે મુસલમાનો મોટેથી બાગ પોકારી પોતાને જ ખરા આસ્તિક માની લે છે આ બનેમાથી હું બચું એ માટે ઈશ્વરની પ્રાર્થના કરું છુ "

તેમણે જીંદગીના છેલ્લા વર્ષો, રાબી નદીને કાંઠે પોતે વસાવેલા કર્તારપુર ગામમા બહુ શાન્તિથી ગાળ્યા. છેવટ સુધી તેમણે પોતાના કુટુંબને સાથે જ રાખેલું. પોતાના પછી ગાદીના વારસ તરીકે પુત્ર નહિ પણ શિષ્ય લહનાને પસંદ કર્યો હતો. વિક્રમ સંવત્ ૧૫૪૫ ના આશ્વિન માસમા તેમનો સ્વર્ગવાસ થયો. ગુરૂજીના દેહોત્સર્ગ પછી લહનાએ તેમનુ સ્થાન લીધુ અને શોભાવ્યું.

સીખો નાનકના ઉપદેશના ગ્રંથોને પૂજે છે તેને તેઓ 'ગ્રંથ સાહિબ' કહી માન આપે છે. દુ:ખની વાત એટલી જ છે કે જેણે એક ઉપાસ્ય બ્રહ્મની પૂજાના સ્થાપનના પ્રયત્નો કર્યા તેને જ તેના શિષ્યોએ પાછળથી અવતારથી પણ અધિક માન્યો. નાનક એટલે " જેને અનક (=અન્યક) અર્થાત્ દ્વૈત જેવું દુઃખ નથી તેજ 'નાનક' બ્રહ્મસ્વરૂપ."

આ 'જપજી' તે તેમના બધા ગ્રંથોનુ દોહન છે. આમા આડત્રીસ 'પઓડી' અને છેલ્લે એક શ્લોક છે. બધા સીખો આ પઓડીઓ મ્હોડે કરી રાખે છે. અને પરોઢમા સ્વચ્છ બની તેનો પાઠ કરે છે.

ગુરૂ નાનકની ગાદીએ દસ ગુરૂઓ થયા. ત્રીજા ગુરૂ અમરદાસની પુત્રીના કહેવાથી એ પુત્રીના વંશમા વંશપરંપરા ગાદી ઊતરી. પણ એક પછી એક બધા ગુરૂઓ સુદૃઢ અને એવા આત્મ-

બળવાળા પાકયા કે જેથી તે સંપ્રદાયની ઉત્તરોત્તર વૃદ્ધિ જ થયે ગઈ છેલ્લા ગુરૂ ગોવિન્દસિંહના વખતમા દિલ્લીની ગાદીએ ધર્માન્ધ રાજા ઔરંગઝેબ હતો. તેના આચરણે હિન્દુઓ ઊકળી ઊઠયા હતા. ગુરૂ ગોવિન્દસિંહના પિતા નવમા ગુરૂ તેગબહાદુરને ઔરંગઝેબે કેદ પકડી શિરચ્છેદ કરાવ્યો. આ બધા કારણોથી સીખ સંપ્રદાયનુ મુખ્ય કર્તવ્ય મુસલમાનોના ધર્મઝનૂન સામે લડવાનુ થઈ પડયુ

ગુરૂ ગોવિન્દસિંહે એ શિષ્યોને આત્મબળવાળા સૈનિકો બનાવ્યા. કિરપાણ* ( હાથ જેવડો લાંબો છરો ) પાસે હોય તો જ સીખથી ડગલુ ભરાય, ધાર્મિક ગ્રંથ વાંચી શકાય, કે નિત્યપાઠ કરી શકાય. એનો હેતુ રાતદિવસ સશસ્ત્ર રહેવા માટેનો હતો. ત્યારનાં મૂળ હજી એટલા ઊંડા છે કે એ જાતિમા બળ અને તેમના પ્રત્યેનુ માન હિન્દુસ્તાનમા અખંડિત રહ્યુ છે.

જેના ઉપદેશે માનવજાતના વિચારોને કંપાયમાન કરી મૂક્યા, મ્હોટા મ્હોટા નવાબો, અને રાણાઓના શિર ઝુકાવ્યા, તે નાનકનું મન—

" નાનક નાના હો રહે જૈસી નાની દૂબ;
ઔર ઘાસ સુક જાયગા દૂબ ખૂબકી ખૂબ. "

હે નાનક! ન્હાનો હરિયાળાં ઘાસ (ધરો) જેટલો થઈને રહે-કારણ કે માણસોને દાટી દે એવુ પ્રચંડ ઘાસ (અભિમાન) સુકાઈને નાશ પામશે, જ્યારે નાનું ઘાસ ફાલતું અને ફૂલતું જ રહેશે.



* સં. કૃપાણ=તરવાર. સીખોને માટે અવશ્ય આ પાંચ કક્કાના ગણાય છેઃ ૧ કિરપાણ, ૨ કડું, ૩ કેશ, ૪ કંગાઈ ( કાંસકી ), અને ૫. કચ્છો.

ગુરૂ નાનકદેવ કૃત

# जपजी.

---

## बीजमंत्र.

एक ॐ सतनाम करता-पुरखु निर्भउ निर्वैर अकाल-मूरति अजूनी सैभं गुरप्रसादि ॥ जप ॥

आदि सचु जुगादि सचु है भी सचु नानक होसी भी सचु ॥

આ જપ સીખધર્મ અને સીખ ગ્રન્થનું બીજ છે, પ્રત્યેક સીખે પ્રાત કાળમાં એ જપનો પાઠ કરવો એવો આદેશ છે. પ્રાયઃ બધા સીખો આને મુખસ્થ કરી રાખે છે. અર્થ સમજાય કે નહિ તોપણ આનો પાઠ કરવો ઉચિત સમજી કરતા રહે છે. જેમ ક્ષુદ્ર બીજમા પ્રકાણ્ડ અશ્વત્થ વૃક્ષ શાખા પ્રશાખા સહિત હોય છે, તેમ આ બીજમન્ત્રમાં ગુરુ નાનકનો સમસ્ત ઉપદેશ સમાયલો છે. ગુરુ નાનકના જીવનચરિત્રમાં ( જનમ શાખીમા ) લખ્યું છે કે જ્યારે તેઓ સુલતાનપુરમા નવાબ દૌલતખાનના મોદીખાનામાં નિયુક્ત હતા ત્યારે એક દિવસ પ્રાતઃકાલે સ્નાન પછી અદૃશ્ય થયા અને ત્રણ દિવસ ક્યાં હતા તે કોઈ જાણી શક્યુ નહિ. એ અવસરે તેઓ ભગવત્-સન્મુખે પહોચ્યા. ત્યાં તેમણે ભગવત્-સ્તોત્રનો પાઠ કર્યો. આ બીજમંત્ર ત્યાથી ગવાયો.

આ બીજમંત્ર ભગવત્–આરાધનમાંથીજ જન્મે અને તેમજ છે એવો અમને વિશ્વાસ છે. પ્રભુ શિવાય ગુરુ નાનકનો બીજો કોઈ ગુરુ ન હતો. આથી આ બીજમંત્રમા ગુરુ શબ્દ પ્રભુનેજ ઉદ્દેશી બોલાયલો છે એમ સમજવું. જ્ઞાની સીખો એમજ કહે છે. સાધારણ સીખો "ગુરપ્રસાદ" નો અર્થ " ગુરુના પ્રસાદે " અર્થાત્ " ગુરુની કૃપાએ " એવો કરે છે. હુ પ્રથમ અર્થજ સ્વીકારુ છુ.

### શબ્દાર્થ.

એક ઉઁ=એક પ્રણવ ઉઁ, હા તમે છો  સતનામ=તમારુ નામ સત્ય  કરતા પુરખુ=કર્તા પુરુષ  નિર્ભઉ=ભયશૂન્ય, નિર્ભય  નિર્વૈરુ=વૈર-ભાવ રહિત  અકાલ–મૂરતિ=અકાલ મૂર્ત્તિ  અજૂની=અયોનિ, જન્મરહિત, માતૃગર્ભે જન્મે નહિ તે  સૈભ=સ્વયભૂ. ગુર=ગુરુ, પરમાત્મા, ઉપદેષ્ટા  પ્રસાદિ=પ્રસન્નતા, કૃપા  જપ=જપ  આદિ સચુ=આદિથી સત્ય  જુગાદિ સચુ=યુગાદિથી સત્ય, સૃષ્ટિની આદિથી સત્ય  હૈભી સચુ=વર્તમાને સત્ય  નાનક=નાનક  હોસી ભી સચુ=રહેશે પણ સત્ય, ભવિષ્યમા પણ સત્ય

### ભાવાનુવાદ.

હે ભગવન્ ! ૐકાર સ્વરુપ ! તારુ નામ સત્ય, તું જગતના કર્તા–પુરુષ રૂપે વિદ્યમાન, અભયદાતા ( તારી નિકટ આવતા ભય નથી થતો ), કોઇ પ્રતિ તારે વૈર નથી, ( તું કોઇનુંય અનિષ્ટ કરતો નથી ), તું અકાલ મૂર્તિ ( દેશ અને કાલ તમને લોપી શકતા નથી ), તું માતૃ–ગર્ભે જન્મતો નથી, તું સ્વપ્રકાશ ( તું પોતા વડેજ પ્રકાશિત છે ), તું ઉપદેષ્ટા, કૃપામય પરમેશ્વર ! તારી આરાધના કરું છુ આદિ (ત્રિકાલાતીત) સત્ય, ભૂતકાલે તું સત્ય હતો, વર્તમાનમા સત્ય રૂપે અવસ્થિત છે, ભવિષ્યમા પણ સત્ય રહીશ. એજ નાનકનું નિવેદન.

લખાય છે એક ઉઁ પણ બોલાય છે એક ઓઁકાર; એક ઓઁકાર એ રીતે બોલવાનુ કારણ એમ હોઈ શકે કે

ગુરુ નાનકના સમયમાં ૐ શબ્દના નાના પ્રકારના અર્થ થતા. કોઈ કહેતા કે ૐ શબ્દનો અર્થ બ્રહ્મ, તો કોઈ કહેતા કે ૐ કહેતાં પ્રચલિત ત્રિમૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ. બીજા કેટલાક એમ ધારતા કે ૐ શબ્દ આત્માની ત્રણુ અવસ્થા જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિનો સૂચક છે. ગુરૂ નાનક આ બધા ભ્રમમાથી બચવા માટે "એક ૐકાર" ને બ્રહ્મ પ્રતિપાદક કહી વ્યવહાર કરે છે.

ગુરૂ નાનકે ભગવાનને ત્રિકાલાતીત જણાવવા માટે ભૂત, વર્તમાન અને ભવિષ્યથી અતિરિક્ત 'આદિસત્ય' કહ્યા છે મનુષ્ય માટે કાલ ત્રણુ, પરંતુ બ્રહ્મ સંબંધે એ ત્રણુ કાલ શિવાય બીજો એક કાલ છે.

"કર્તા–પુરુષ"—હિન્દુ ધર્મની ચિરપ્રચલિત કથા છે કે ભગવાન્ સૃષ્ટિકર્તા, આદિમા કંઈ હતું નહિ, તેમણેજ સૃષ્ટિ રચી તે જ આ બ્રહ્માણ્ડના કર્તા–પુરુષરૂપે વિદ્યમાન રહી સૃષ્ટિ રચી પ્રતિપાલન કરે છે, અને પોતાની ઇચ્છા પ્રમાણે એના રૂપનું પરિવર્તન કરે છે. જેમ ઘરનો વડીલ કર્તા* નામથી ઓળખાય છે તેજ ભાવે પરમેશ્વરને કર્તા કહ્યા છે. પુરુષ અને પ્રકૃતિની કથા હિન્દુ-શાસ્ત્રમા રહેલી છે, તેની વિશેષ વ્યાખ્યા કરવાનુ પ્રયોજન લાગતું નથી. પ્રભુ પુરુષ અને પ્રકૃતિ અથવા માયા તેનીજ રચેલી. એ પ્રકૃતિની સહાયથીજ આ વિશ્વ સૃજાયુ છે.

* બંગાળમા કુટુમ્બના મુખ્ય માણસને કર્તા કહેવામા આવે છે. આ ભાષાન્તરકાર બંગાળી હોવાથી આ કલ્પના એમનીજ જણાય છે.

ભક્તિશાસ્ત્રમાં પ્રભુને પુરુષ અને આત્માને તેની સહધર્મિણી સ્ત્રી કહી ઉલ્લેખ થાય છે. ભક્ત નાનકદેવે પ્રભુને પુરુષ, પતિ અથવા કાન્ત અને પોતાને તેને અધીના પ્રેમાકાંક્ષિણી પત્ની કહી અનેક સ્થલે તે વ્યક્ત કર્યું છે. કર્તા–પુરુષ એ શબ્દપ્રયોગમા સૃજનકારી અને પ્રેમકારી કાન્ત, એ ઉભય ભાવ વ્યક્ત કર્યો હોય એમ અનુમિત છે.

"ગુરપ્રસાદ"—જપપ્રકાશ એ શબ્દની સાત વ્યાખ્યા આપે છે. જેનો યથાવત્ અનુવાદ આપું છું. (૧) "ગુ" અર્થાત્ અન્ધકારમાથી, "ર" અર્થાત્ પ્રકાશકર્તા; અર્થાત્ જ્ઞાનરૂપ દીપ પ્રજ્વલિત કરી જે પ્રકાશ પાડે તે ગુરૂ. (૨) ગૌરવયુક્ત અર્થાત્ પૂજ્ય. (૩) પૃથ્વી, ઇન્દ્રિય, વેદ, એ બધાનો પ્રકાશક તે જ ગુરૂ તે જ પ્રસાદી અર્થાત્ આનન્દ સ્વરૂપ. (૪) ગુરૂ અર્થાત્ બૃહત્. (૫) ભક્તિરૂપ ભંડાર. (૬) જે અતિશય પ્રસન્નતાપૂર્ણ, બ્રહ્મશ્રોત્રી, બ્રહ્મનિષ્ઠ બ્રહ્મવક્તા તે જ ગુરૂ. તેની કૃપાથી જ પરમેશ્વરની પ્રાપ્તિ થાય. (૭) ગુરૂપ્રસાદ વસ્તુનિર્દેશ મગલાચરણ માત્ર. જો ગુરૂની (પરમાત્માની) માગ ઉપર કૃપા થાય.

અમે તો ગુરૂ નાનકને ઐતિહાસિક કાલુના પુત્ર રૂપે અને સાધુપુરૂષ તરીકેજ સ્વીકારીએ છીએ. એવા ઘણા સીખ છે, જેઓ નાનકના નામના નાના અર્થ કરી તેમને પ્રભુનો અવતાર કહે છે. એક અર્થ આપુ છુ–" જેને અનક (અન્યક) અર્થાત્ દ્વૈત જેવુ દુ ખ નથી તેજ નાનક. તેજ બ્રહ્મસ્વરૂપ." જેણે એક નિરાકાર બ્રહ્મની પૂજા–પ્રતિષ્ઠા કરવાનો ઉદ્યોગ કર્યો તેનેજ તેના શિષ્યોએ અવતાર માન્યો.

## पहिली पउडी.

साचै सोचि न होवइ जे सोची लख वार ।
चुपै चुपि न होवइ जे लाइ रहा लिवतार ।
भुखिआ भुख न उतरी जे बन्ना पुरीआ भार ।
सहस सिआणपा लख होहित इक न चलै नाल ।
किव सचिआरा होइअै किव कूडै तुटै पाल ।
हुकमि रजाइ चलणा नानक लिखिआ नालि ॥ १ ॥

### શબ્દાર્થ.

પહિલી=પ્રથમ પઉડી=પગથિયુ સોચૈ=વિચારતા સોચિ ન હોવઇ=વિચારમા આવે નહિ જે સોચી=જો વિચારીએ લખવાર=લક્ષવાર, ચુપૈ=ચૂપ રહીએ. ચુપિ ન હોવઈ=મૂક રહેવાય નહિ જે લાઇ રહા=જો ધારણ કરીએ. લિવ-ધ્યાન તાર=એક દૃષ્ટે જોઈ રહેવુ લિવતાર=ધ્યાનમા એકતાર થયેલી મૌનાવસ્થા. ભુખિઆ=ભૂખ્યાની ભુખ ન ઉતરી=ભૂખ ભાગે નહિ જે-જો બન્ના=બાંધે, વહન કરે પુરીઆ-પુરીનો ભાર=ભાર, બોજો સહસ=સહસ્ર, સિઆણપા=ચતુરતા લખ હોહિ=લાખ હોવા છતા પણ. ત ઇક=તેમાની એક પણ. ન ચલૈ નાલ=કામ લાગે નહિ કિવ=શી રીતે સચિઆરા=સત્યનુ, સત્યવાન્ હોઇએ=થવાય કૂડૈ=અસત્યનુ તુટૈ=તૂટે, નાશપામે પાલ=આવરણ, હુકમિ=હુકમ, આજ્ઞા. રજાઇ=ઇચ્છા અનુસારે ચલણા=ચાલવાથી નાનક=હે નાનક લિખિઆ=લખેલુ નાલિ=હિતકારક

### ભાવાનુવાદ.

વિચારતા વિચારમા આવે નહિ, લાખવાર વિચારીએ તો પણ આવે નહિ. મુખ બંધ રાખી તુષ્ણીભાવ ધારી ચૂપ પણ રહેવાય નહિ. માથા ઉપર પુરીનો ટોપલો રાખવાથી ક્ષુધાર્તની ક્ષુધા જાય નહિ; કરોડો ચતુરતાઓ હોવા છતા એક પણ કામ આવે નહિ; ત્યારે સત્યવાન્ શી રીતે થઇ શકાય? કેમ કરી મિથ્યાતત્ત્વનુ આવરણ ભેદી શકાય? નાનક કહે છે, પ્રભુની આજ્ઞા અને ઇચ્છા (જે તારા અંત:કરણમા લખી છે તે) અનુસારે ચાલવાથી. ૧.

પૂરી ન ખાતાં કોઇ તેને માથે મૂકી લઈ આવે તેથી તેની ક્ષુધા શમે નહિ. ઘણા લોકો આ પદનો અર્થ એમ કરે છે કે સમસ્ત પૃથ્વીભાર માથે ઉપાડવાથી આધ્યાત્મિક ક્ષુધા નિવૃત્ત થાય નહિ. " ન ચલૈ નાલ "–કોઇ કોઈ આનો અર્થ એમ કરે છે કે " જેઓ સાથે જાય નહિ." પ્રચલિત અર્થ એ છે કે વિષયબુદ્ધિ ભગવાનની પ્રાપ્તિનો ઉપાય નથી.

" નાનક લિખિયા નાલિ "–એનો અર્થ કોઇ એવો કરે છે કે હે નાનક, જે નશીબે લખ્યું છે, તો કોઇ એવો કરે છે કે નાનક કહે છે કે લખ્યુ છે. વળી કોઈ એવો અર્થ કરે છે કે નાનકે લખ્યું છે કે ઉપર લખ્યા આદેશ અનુસારે ચાલવું. કોઇ સોચૈનો અર્થ "શૌચે" અર્થાત્ શુદ્ધ થઇને, પવિત્ર થઇને કરે છે. ગુરુમુખીમા તાલવ્ય શ અને દંત્ય સ એવો ભેદ ન હોવાથી આ પ્રમાણે અર્થમાં ગોટાળો થાય છે

બ્રહ્મ ચિતનનો વિષય નથી, ચિંતનથી તેને મેળવી શકાય નહિ, તેથી પ્રાણુમા જે ભાવનો તરગ ઊઠે છે તેને ચૂપ થઈ રહેતાય રોકી શકાય નહિ. પૃથ્વીનું રાજત્વ પામતાં તેને પ્રાપ્ત કરી શકાય નહિ. શતસહસ્ર ચતુરતા તેની પ્રાપ્તિનું કારણ થાય નહિ ત્યારે શું કરવુ ? કેમ કરી તેની પ્રાપ્તિ થાય ? નાનક પોતેજ પ્રશ્ન કરી ઉત્તર આપે છે કે તેના આદેશ અનુસારે જીવન ચલાવવાથી તેમ થાય. એ આદેશ તમારા અંતરમાજ છે. સીખો હિન્દુઓ પેઠે પ્રારબ્ધને માને છે ગુરુ નાનક પણ શુ એ મતનુ જ સમર્થન કરે છે ? હુકુમનો અર્થ અદૃષ્ટના લેખ; હું વિવેક વાણી કરૂં છુ.

## दूजी पउडी.

हुकमी होवनि आकार, हुकमु न कहिआ जाइ।
हुकमी होवनि जीअ, हुकमि मिलै वडिआइ।
हुकमी उत्तमु नीचु, हुकमि लिखि दुःख सुख पाइ अहि।
इकना हुकमी बखसीस, इकि हुकमी सदा भवाइ अहि।
हुकमै अन्दर सभको, बाहर हुकम न कोइ।
नानक हुकमै जे बुझै, त हउमैं कहै न कोइ ॥ २ ॥

### શબ્દાર્થ.

દૂજી=બીજી. હુકમી=આજ્ઞાથી હોવનિ=થાય આકાર=આકાર, સૃષ્ટિ. હુકમુ=આજ્ઞા ન કહિઆ=ન કહી જાઈ=જાય જીઅ=જીવ મિલૈ=મળે વડિઆઇ=વડાપણુ, માન. ઉત્તમુ નીચુ=ઉત્તમ અને અધમ લિખિ=લેખે દુખુ સુખ પાઇઅહિ-દુખ સુખ મળે ઇકના=એક જણને હુકમી=આજ્ઞાથી. બખસીસ=ક્ષમા, મુક્તિ ઇકિ=એક જણને સદા ભવાઇઅહિ=સર્વદા ઘૂમાવે છે, જન્મ જન્માન્તર આપે છે હુકમૈ=આજ્ઞાની અન્દર=અભ્યન્તર. સભકો-બધાજ બાહર હુકમ=આજ્ઞાની બહાર ન કોઇ=કોઇ નથી. નાનક-નાનક કહે છે, અથવા હે નાનક હુકમૈ=આજ્ઞાને જે-જે બુઝૈ=સમજે. ત=તો. હઉ મૈં-હુ છુ, અહં એવું અભિમાન કહે ન કોઇ=કોઇ કહે નહિ

### ભાવાનુવાદ.

ભગવાનની આજ્ઞાથી સૃષ્ટિ ઉપજી. તે આજ્ઞા શબ્દથી વર્ણી જાય તેમ નથી. ભગવાનની આજ્ઞાથી જીવની ઉત્પત્તિ થઈ એ આજ્ઞા પાળવાથી શુભ થાય ભગવાનની આજ્ઞાથી કોઇ ઉત્તમ કોઈ અધમ થાય. તેની આજ્ઞા પ્રમાણે દુખ સુખ પ્રાપ્ત થાય. કોઇને આજ્ઞાદ્વારા ક્ષમા કરે છે, કોઇને આજ્ઞાદ્વારા સર્વદા ઘૂમાવે છે. બધા આજ્ઞાને વશવર્તી છે, આજ્ઞાની બહાર કોઇ નથી. રે નાનક! જે આજ્ઞા સમજે છે તે પછી અહભાવની વાત કરે નહિ. ૨.

હુકુમ જે છે તે ભાષામાં આવી શકે નહિ. તેથી જે હુકુમ અનુસારે ચાલવુ જોઇએ તેનું નિદર્શન ગુરુ નાનકે

કરી દીધું છે કે જે હુકુમ સમજે તે "અહં"નો પરિત્યાગ કરે. હુ કંઇ નહિ, બધુય તે બ્રહ્મનુ, એવો ભાવ આમા રહેલો છે.

## तीजी पउडी.

गावै को ताणु होवै किसै ताणु ।
गावै को दात जाणै नीसाणु ।
गावै को गुण वडिआइ आचार ।
गावै को विदिआ विखमु वीचारु ।
गावै को साज करे तनु खेह ।
गावै को जीअ लै फिरि देह ।
गावै को जापै दिसै दूरि ।
गावै को वेखै हादरा हदूरि ।
कथना कथी न आवै तोटि ।
कथि कथि कथी कोटी कोटि कोटि ।
दे दा दे लैदे थकि पाहि ।
जुगा जुगन्तरि खाही खाहि ।
हुकमी हुकमु चलाए राहु ।
नानक विगसै वेपरवाहु ॥ ३ ॥

## શબ્દાર્થ.

તીજી=ત્રીજી ગાવૈ=ગાઇ શકે કો=કોણ તાણુ=શક્તિ હોવૈ=જો હોય કિસૈ=કોઇની પણ દાત=દાન જાણૈ=જો જાણે નીસાણુ=ચિન્હ ગુણ=ગુણ વડિઆઇ=મહિમા આચાર=આચાર, વ્યવહાર, વિધિ કર્તવ્યતા વિદિઆ=વિદ્યા, જ્ઞાન, વિખુમ=વિષમ, કઠિન વીચારુ=વિચાર સાજ કરે=સજ્જિત કરે, તૈયાર કરે તનુ=શરીર ખેહ=ક્ષય કરે જીઅ=જીવ લૈ=લે છે ફિરિ=પુન દેહ=શરીર જાપૈ=પાસે જાણે દિસૈ=દેખાય. દૂરિ=દૂર વેખૈ=જુએ હાદરા હદૂરિ=સમુખવર્તી કથનાકથી=વાકયમા બોલતાં. ન આવૈ તોટિ=અન્ત આવે નહિ કથિકથિકથી=કહ્યું છે, બોલ્યા

છે કોટીકોટિકોટિ=કોટિ મનુષ્ય કોટિ પ્રકારે. દેદા=જે આપે દે-આપે છે. લૈદે=જેઓ ગ્રહણ કરે થકિ પાહિ=થાકી જાય. જુગ જુગન્તરિ=યુગ યુગાન્તર. ખાહીખાહિ=આહાર કરે છે હુકમી=આજ્ઞાદાતા હુકમુ=આજ્ઞા દ્વારા ચલાએ=ચલાવે છે રાહુ=વિધિ નાનક-હે નાનક. વિગસૈ= વિકસિત થાય વેપરવાહુ=કોઇ પણ તરફ નજર નાખ્યા વિના

## ભાવાનુવાદ.

ગાન શક્તિ હોય તેઓ ભગવાનની શક્તિનુ ગાન કરે. દાનનો પરિચય પામ્યા હોય એઓ ભગવાનના દાનની ગાથા ગાય. કોઇ તેનો ગુણ મહિમા અને વિધિનુ ગાન કરે. કઠિન ચિન્તનથી જણાય તેવા જ્ઞાનના વિષયનુ કોઇ ગાન કરે ભગવાને સૃષ્ટિ કેમ સરજી અને શરીરનો નાશ કેમ કરે છે, તેનુ કોઇ ગાન કરે. જીવ પુન: કેમ શરીર ધારણ કરે તેનું ગાન કોઇ કરે છે. કોઇ ભગવાનને દૂર માની નિકટતા માટે ગાન કરે છે. કોઇ ગાન કરે છે કે ભગવાન સર્વદા સન્મુખ દેખાય છે અનેક રીતે લોકમા તેની કથા ચાલે છે, કિન્તુ તેનો અન્ત નથી. કોટિ કોટિ મનુષ્યો કોટિ કોટિ પ્રકારે તેની કથા કથે છે દાતા દાન કરે છે, ગ્રહીતા લેતા લેતાં થાકે છે. યુગ યુગાન્તર તેના દાનનો ભોગ કરે છે. આજ્ઞાદાતા પ્રભુ નિજાદેશે પૃથ્વીને ચલાવે છે રે નાનક! ભગવાન કોઇ તરફ દૃષ્ટિપાત ન કરતા સ્વય પ્રકાશિત છે. ૩.

મેકલીફ સાહેબ તેના ઇંગ્રેજી અનુવાદમા કો શબ્દનો અર્થ "કોણ ?" કરે છે. જેમકે "કોણ ભગવાનનું શાન્તગાન કરી શકે ? કોની એટલી શક્તિ છે ?" ઇત્યાદિ.

"હુકમુ" જેણે જાણ્યો તેણે અહભાવ પરિત્યાગ કર્યો. સકલ શાસ્ત્રમા ભગવાનનો મહિમા-કીર્તનનો ઉપદેશ આપ્યો છે. ગુરૂ નાનક કહે છે કે ભગવાનના મહિમા-કીર્તન માટે જેને શક્તિ હોય તે તેમ કરો કંઇક લોકો કંઇક પ્રકારે એની ગાથા ગાય છે. તે નિરપેક્ષપણે સ્વેચ્છાથી

સૃષ્ટિ ચલાવે છે અને ભકતની પાસે પ્રકટ થાય છે, અને ભક્તને એ વાત જાણવા દે છે. એ જ્ઞાન તેજ તેનો "હુકમ."

## चौथी पउडी.

साचा साहिबु साचु नाइ, भाखिआ भाउ अपारु ।
आखहि मगहि देही देही, दाति करे दातारु ।
फेरि कि अगै रखीऐ, जितु दिसै दरबारु ।
मुहौ कि बोलणु बोलीऐ, जितु सुणि धरे पिआरु ।
अमृत वेला सचु नाउ, वडीआइ वीचारु ।
करमी आवै कपड़ा, नदरी मोखु दुवारु ।
नानक एवै जाणीऐ, सभु आपे सचिआरु ॥ ४ ॥

### શબ્દાર્થ.

ચોથી=ચોથી સાચા=સત્ય. સાહિબુ=પ્રભુ સાચુ નાઇ=નામ સત્ય ભાખિઆ=બોલવાથી ભાઉ=ભાવ અપારુ=અપાર આખહિ=પ્રાર્થના કરે મગહિ=ભિક્ષા માગે, દેહી દેહી=આપો આપો. દાતિ=દાન કરે=કરે દાતારુ=દાતા ફેરિ=ત્યારે કિ=કોણ પદાર્થ અગૈ=સમુખ રખીઐ=રાખુ જિતુ=જે દ્વારા દિસૈ=જોઇ શકાય દરબારુ=તેમનું વિસ્તૃત ભુવન, રાજદરબાર. મુહૌ=મુખે કિ બોલણુ=શી વાણી બોલીઐ=બોલીએ જિતુ સુણિ=જે સાભળી ધરે પિઆરુ=પ્રેમ કરે અમૃતવેલા=બ્રાહ્મ મુહૂર્ત. સચુનાઉ=સત્ય નામ વડીઆઇ=મહિમા વીચારુ=વિચાર કર, ધ્યાન ધર કરમી=કર્મ કર્યે આવૈ=આવે કપડા=કાપડ, સન્માન નદરી=કૃપા થયે મોખુ દુવારુ=મોક્ષદ્વાર નાનક=નાનક. એવૈ=એ પ્રકારે. જાણીએ=જાણી શકાય સભુ=બધુ, આપે સચિઆરુ=સ્વયં સત્ય જે

### ભાવાનુવાદ.

પ્રભુ સત્ય, તેનું નામ સત્ય, તે નામ લેવાથી અપાર ભાવ પ્રાણમા ઊઠે પ્રાણી નામ લે, પ્રાર્થના કરે, આપો આપો, અને તે દાતા આપતો રહે ત્યારે બીજુ શુ તેની સમુખ રાખુ જેથી તેનુ દર્શન પામુ મુખથી એવુ શુ બોલુ જે સાભળી તે પ્રેમ કરે.

બ્રાહ્મમુહૂર્તે સત્ય નામ અને પ્રભુના મહિનાનુ ધ્યાન કર. જેઓ કર્મ કરે તેઓ સન્માનપાત્ર થાય. તેની કૃપા થયે મુક્તિ થાય. હે નાનક ! એ રીતેજ ( કૃપા-બળે ) બધા જાણશે જે તેજ સત્ય સ્વરૂપ સ્વય સર્વમય છે. ૪.

કરમી=સેવક જેઓ ભગવાનની સેવામા નિયુક્ત છે, તે સેવાને પ્રકૃષ્ટ સાધન ધારે, તેઓ " કપડા " અર્થાત્ રાજ-દરબારમાથી પોષાક પામે, કિન્તુ મુક્તિ તો ભગવાનની કૃપાથીજ મળે. કોઈ એવો અર્થ કરે છે કે પૂર્વ જન્મના કર્મફલે આ માનવદેહ મળ્યો છે, કિન્તુ મુક્તિ ભગવાનની કૃપા ઉપર આધાર રાખે છે.

શેષ પંક્તિનો અર્થ આ રૂપે પણ થાય કે, નાનક કહે છે કે ઉપર્યુક્ત પ્રકારે જાણવુ કે સમસ્ત તેજ સત્યસ્વરૂપ પરમેશ્વર છે, તેના શિવાય કંઈજ નથી.

" સચિઆરુ " અર્થાત્ સત્યવાન્ કેમ થઇ શકાય ? એવો પ્રશ્ન કરી તેનો ઉત્તર કહ્યો છે કે બધા એ પ્રકારે અર્થાત્ તેની કૃપાથી સત્યવાન્ થઈ શકે.

## पंजरी पउडी.

थापिआ न जाइ कीता न होइ ।
आपे आपी निरजनु सोइ ।
जिनि सेवीआ तिनि पाइआ मानु ।
नानक गावीअै गुणीनिधानु ।
गावीअै सुणीअै मनि रखीअै भाउ ।
दुखु परहरि सुखु घरि लै जाइ ।
गुरमुखिनादं गुरमुखि वेद, गुरमुखि रहिआ समाई ।

**गुरु इसरु गुरु गोरखु बरमा, गुरु पारबती माई ।**
**जे हउ जाणा आखानाहि, कहणा कथनु न जाई ।**
**गुरा इक देहि बुझाई ।**
**सभना जीआ का इकुदाता, सो मै विसरि न जाई ॥५॥**

### શબ્દાર્થ.

પંજરી=પાંચમી થાપિઆ=સ્થાપિત કરવુ ન જાઇ=જાય નહિ કીતા=(સૃષ્ટિ) કરવુ બનાવવુ, ઘડિત નહોઇ=થાય નહિ આપે આપિ=સ્વય પોતે, સ્વયભૂ નિરંજનુ=જ્યોતિર્મય, માયાતીત સોઇ=તેઓ જિનિ=જેઓ સેવિઆ=સેવા કરી છે તિનિ=તેઓ. પાઈઆ માનુ=માન પામ્યા છે નાનક=રે નાનક ગાવીએ=ગાન કર ગુણીનિધાનુ=ગુણનિધાન ગાવીએ=ગાન કરી સૂણીએ=શ્રવણ કરી મનિ=મનમા રખીએ ભાઉ=ભાવ રાખવાથી દુખુ પરહરિ=દુખ પરિહાર કરી સુખુ ઘરિ લૈ જાઈ=સુખ ઘેર લઇ જઇશ, મેળવીશ. ગુરમુખિ=ગુરુના અર્થાત્ પરમેશ્વરના મુખમા. નાદ=શબ્દ વેદ=વેદ રહિઆ સમાઈ=બધાની અદર પ્રવેશ કર્યો છે ગુરુ=ગુરુ ઈસુરુ=(ઈશ્વર) મહેશ ગોરખુ=ગોરખનાથ બરમા=બ્રહ્મા પારબતી માઈ=પાર્વતી માતા જે=જો હઉ=હુ જાણા=જાણ્યુ આખા નાહી=બોલે નહિ કહણા=કહેવા ઇચ્છે કથનુ ન જાઈ=કહ્યુ જાય નહિ. ગુરા=ગુરુ ઇક=એક વાત દેહિ=દીધી છે બુઝાઇ=સમજાવી. સભના=સકલ જીઆકા જીવના ઇકુદાતા=એક દાતા સો=એ વાત મૈ=હુ વિસરિ ન જાઇ=ભૂલી ન જાઉ

### ભાવાનુવાદ.

તેને સ્થાપિત કરી શકાય નહિ, તેને કોઈ બનાવી શકે નહિ. તે જ્યોતિર્મય સ્વયભૂ છે જેણે તેમની સેવા કરી છે તેણેજ માન મેળવ્યુ છે. નાનક! તેજ ગુણનિધાનનુ નામ ગાન કર ગાન કર્યેથી, સાભળ્યેથી, મનમા તેમનો પ્રેમ થવાથી દુખ દૂર થઇ સુખ પામીશ ગુરૂ-પરમેશ્વરના મુખમાથી શબ્દની ઉત્પત્તિ, તેમના મુખથી વેદ વા જ્ઞાનની ઉત્પત્તિ, પરમેશ્વરનુ મુખ સર્વત્ર ઓતપ્રોત રહ્યુ છે; તેજ ગુરૂ-પરમેશ્વરથી જ મહેશ વિષ્ણુ અને બ્રહ્મા તથા

પાર્વતી માતા ઉત્પન્ન થયા છે. જે એમને જાણે છે તે કંઇ કહે નહિ, કહે પણ કહ્યું જાય નહિ. એક ગુરૂ-પરમેશ્વરે એજ સમજાવી દીધું છે કે સકલ જીવના એક દાતા, તેમને જાણે હું ન ભૂલી જાઉં. ૫.

બીજમંત્રમાંજ કહ્યું છે કે નાનકે ગુરૂ શબ્દ પરમાત્માનેજ આરોપિત કર્યો છે. તેના પ્રમાણ તરીકે કહી શકાય કે નાનક કહે છે કે ગુરૂના મુખમાંથી નાદની ઉત્પત્તિ, વેદની ઉત્પત્તિ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશની ઉત્પત્તિ. ગોરખ શબ્દનો અર્થ જે પૃથ્વીની રક્ષા કરે અર્થાત્ વિષ્ણુ. સીખો આ ઠેકાણે અર્થમાં ગોટાળો કરે છે. તેઓ પરમેશ્વરાદિષ્ટ સાધુ પુરૂષને ગુરૂ કહે છે અને નાનક દેવને આદિગુરૂ માને છે.

"ગુર મુખ નાદં ગુરમુખવેદં ગુરમુખ રહિઆ સમાઈ" એ પંક્તિના ભિન્ન ભિન્ન અર્થ કરવામાં આવ્યા છે. કેટલાક નીચે આપું છું.

ગુરૂ જેનું મુખ તે નાદની દ્વારા, (શ્રી પરમાત્મા) વેદ દ્વારા (ગાન કર્યું છે) ગુરમુખ (સર્વત્ર) પ્રવિષ્ટ થયું છે—બિહારીલાલ.

ગુરમુખ નાદ (અર્થાત્ બ્રહ્મવાણી), ગુરમુખ વેદ (અર્થાત્ પરમેશ્વરનુ વાક્ય) ગુરમુખ અર્થાત પરમેશ્વરનું મુખ, સર્વ સ્થાને ઓતપ્રોત છે-લછમન પ્રસાદ.

ગુરૂનું મુખ (વચન)જ નાદ, ગુરૂનું વચનજ વેદ, કારણ ગુરૂના મુખમા પરમાત્મા સ્વયં પ્રવિષ્ટ થયા છે.-જોધસિંહ.

ગુરૂના મુખમાથી ૐકારરૂપી નાદ અર્થાત્ શબ્દ જેઓએ સાંભળ્યો છે, અને ગુરૂના મુખમાથી ૐકારનો અર્થ વેદં અર્થાત્ જાણ્યો છે, તેજ ગુરમુખપુરૂષ અર્થાત્ ગુરૂમાં શ્રદ્ધા-

વાન્ પુરૂષ ૐકારના અર્થને પામે અથવા ૐકારના અર્થમાં તેનુ ચિત્ત સ્થિર થઇ જાય-પરમાનંદ

જેઓ ગુરમુખ છે તેઓ કીર્તનાદિ નાદદ્વારા ભક્તિ કરે, વળી વેદશાસ્ત્રાદિ ધર્મ પુસ્તકદ્વારા ભગવાનનો કથાપાઠ કરે, અનતર સમાધિસ્થ થઈ ભગવત્સ્વરૂપમાં નિમગ્ન થઇ જાય-જપ પ્રકાશ

સાધુઓ "ગુરમુખ" અને તદ્વિપરીત "મન્મુખ" એ બે વાતનો વ્યવહાર કરે છે. ગુરૂમુખ સાધુ-પ્રકૃતિના માણસો ગુરૂના વાક્યમાં વિશ્વાસ રાખે, અને મન્મુખ લોક પોતાની પ્રવૃત્તિ અનુસારે વિષયના અનુવર્તી થાય. સીખો પોતાને ગુરૂમુખ કહે છે અને ગુરૂ ગ્રહણ કરવો એ જીવનનું પ્રધાન કાર્ય ગણે છે. ગુરૂ ન હોય તો ધર્મ પામી શકાય નહિ. નાનકદેવે કોઇ ગુરૂ કર્યો નથી, પરમેશ્વરનેજ "સતગુરૂ" કહ્યો છે આ રીતે લાગે છે કે તેમણે ભગવાનને ગુરૂરૂપે ગ્રહણ કરવા કહ્યુ છે તેનાથીજ સીખોમા ગુરૂભાવ વિકસિત થઈ ગુરૂ સપ્રદાય પ્રતિષ્ઠિત થયો છે.

"પારબતી માઈ" કોઇ કોઇ તેનો અર્થ એવો કરે છે કે ત્રણ દેવતાની શક્તિ સ્વરૂપિણી-પાર્વતી, લક્ષ્મી અને સરસ્વતી 'જે હઉ જાણા ......કથનુ ન જાઇ", તેનો અર્થ કોઇ કોઇ કરે છે કે, અમે જાણીએ છીએ છતા બોલી શકતા નથી.

## छेरी पउडी।

तीरथि नावा जे तिसु भावा, विणु भाणे कि नाइ करी।
जेती सिरठि उपाइ वेखा, विणु करमा कि मिलै लइ।

**मति विचि रतन ज्वाहर माणिक, जे इक गुरकी सिखसुणी ।
गुरा इक देहि बुझाइ ।
सभना जीआ का इकु दाता, सो मै बिसरि न जाइ ॥६॥**

## શબ્દાર્થ.

છેરી=છટ્ટી તીરથિ=તીર્થ ન્હાવા=નહાવુ, સ્નાન કરવુ જે=જો. તિસુ ભાવા=તેને અનુભવ કરૂ વિણુ ભાણે=વિના અનુભવે કિનાઇ કરી=સ્નાન કરીને શુ કરૂ જેતી=જેટલી સિરઠિ=સૃષ્ટિ. ઉપાઇ=ઉપાય વેખા=જોઇ વિણુ કરમા=કર્મ વિના, અદૃષ્ટ વિના, કૃપા વિના કિ મિલૈ લઇ=લેવાથી શો લાભ મતિ=મન વિચિ=મા રતન=રત્ન જવાહર=જવાહીર માણિક=માણેક જે=જો ઇક=એક ગુરકી=ગુરૂની સીખ=શિક્ષા, ઉપદેશ સુણી=સાભળી

## ભાવાનુવાદ.

તીર્થ સ્નાન કરી શકુ, જો તેનો અનુભવ મળે, વિના અનુભવે સ્નાન કરવાથી શુ ? જેટલી સૃષ્ટિ અને ઉપાય વા વિધિ છે તે જોઉ છુ, પણ જો પરમેશ્વરની કૃપા ન મળે તો એ બધુ લઈ શો લાભ ? મનમા રત્ન મણિ માણિક્ય અમૂલ્ય પદાર્થ છે, જો એક ગુરૂ પરમેશ્વરનો ઉપદેશ શ્રવણ કરિયે મને ગુરૂએ એક વાત સમજાવી દીધી છે કે સકળ જીવનો એક દાતા પરમેશ્વર છે, તેમને હુ ભૂલી ન જાઉં. ૬

બહારના કર્મકાણ્ડ કરવાથી શુ ફલ ? તીર્થસ્થાન તેમનો અનુભવ કરવાને માટે છે. કોઇ કોઇ એવો અર્થ કરે છે કે બહારથી સૃષ્ટિનો વ્યાપાર ગમે તેટલો દેખાય પણ કર્મ ન કરે તો કંઈ લાભ થાય નહિ.

" મત "નો અર્થ મન, " ભાઓય " નો અર્થ સંતુષ્ટ કરવો અને " કરમા " નો અર્થ પૂર્વજન્મનાં કર્મ, એવો કોઇ કોઇએ કર્યો છે.

## सतरी पउडी.

जे जुग चारे आरजा, होर दसूणी होइ ।
नवा खंडा विचि जाणिऐ, नालि चलै सभु कोइ ।
चंगा नाउ रखाइकै, जसु कीरति जगि लेइ ।
जे तिसु नदरि न आवइ, त वात न पुछै के ।
कीटा अन्दरि कीटु करि, दोसी दोसु धरे ।
नानक निरगुणि गुणु करे, गुणवन्तिआ गुणु दे ।
तेहा कोइ न सुझई, जि तिसु गुणु कोइ करे ॥ ७ ॥

### શબ્દાર્થ.

સતરી=સાતમી જે=જો જુગ=યુગ. ચારે=ચાર. આરજા=આયુ હોર=એથીય વધારે દસૂણી=દસગણી હોઇ=હોય નવા=નવ. ખડા= ખડ વિચિ=મા જાણીએ=પ્રસિદ્ધ થાય. નાલિ ચલૈ=સાથે આવે સભુ કોઇ=બધુજ ચગા=ઉત્તમ નાઉ=નામ. રખાઇકે=રાખીને જસુ= યશ કીરતિ=કીર્તિ જગિ=જગમા. લેઈ=લેઇ, પ્રાપ્ત થઈ જે=જો તિસુ=તેનુ નદરિ=કૃપા. ન આવઈ=ન આવે વ=તેમ થયે વાત=વાત. ન પુછે=ન પૂછે કે=કોઇ કીટા અન્દર=કીટમા કીટુ કરિ=કીટ થયો છે. દોસી=દોષી દોસુ=દોષ ધરે=પકડે નાનક=રે નાનક નિરગુણિ= નિર્ગુણ વ્યક્તિઓ ગુણુ કરે=ગુણવાન કરે ગુણવન્તિઆ=ગુણ સપન્ન વ્યક્તિઓને ગુણુ દે=ગુણ દે તેહા=એ રીતે કોઇ=કોઇ વ્યક્તિ નસુઝઈ- જોઈ શકે નહિ જિ=જે તિસુ=તેમના. ગુણુ=ગુણ કોઈ કરે=કોઇ પ્રકારે.

### ભાવાનુવાદ.

જો ચાર યુગનુ આયુ હોય; તે કરતા દશગણુ વધારે જો પરમાયુ હોય, જો નવ ખડ પૃથ્વીમા વિખ્યાત હોય અને તેને માન આપવા બધા સાથે સાથે જાય; સુનામ પામી જગતમા યશ કીર્તિ મેળવે, છતા જો ભગવાનની કૃપા ન થાય તો કોઇ પૂછા પણ ન કરે; અને કીટમા પણ (અધમ) કીટ જેવો નીચ ગણાઇ પાપીમા પાપી મનાશે. રે નાનક! પરમેશ્વરજ નિર્ગુણને ગુણવાન કરી શકે અને

ગુણસમ્પન્નને વધુ ગુણ આપી શકે. એવી કોઇ વ્યક્તિ દેખાતી નથી જે તેમને કોઇ ગુણ આપી શકે અથવા તેના ગુણની વર્ણના કરી શકે.

પૈસાદાર વ્યક્તિની પાછળ પાછળ બધું'ય જાય એવો આ દેશનો નિયમ.

કોઇ કોઇ અર્થ કરે છે કે કીટમા પણ કીટને બનાવનાર પણ પરમેશ્વર છે, અને મહા અપરાધીના અપ-રાધનો પણ તેજ નિર્ણય કરે છે.

## अठरी पउडी.

सुणिऐ सिध पीर सुरि नाथ।
सुणिऐ धरति धवल आकास।
सुणिऐ दीप लोअ पाताल।
सुणिऐ पोहि न सकै कालु।
नानक भगता सदा विगासु।
सुणिऐ दूख पापका नासु ॥ ८ ॥

## શબ્દાર્થ

અઠરી=આઠમી સુણિએ=(પ્રભુનુ નામ) શ્રવણ કરી સિધ=સિદ્ધ પુરૂષ. પીર=મુસલમાનોના સાધુ પુરૂષ. સુરિ=સુરગણ નાથ=યોગીઓની એક શ્રેણી ધરતિ=પૃથ્વી ધવલ=પૃથ્વીના આશ્રય સ્વરૂપ બળદ દીપ=દીપ લોઅ=લોક પાતાલ=પાતાળ પોહિ ન સકૈ=ક્લેશ આપી શકે નહિ કાલુ=મૃત્યુ. ભગતા=ભક્તો સદા=સર્વદા વિગાસુ=પ્રસન્ન, વિકસિત. દૂખપાપકા=દુઃખ અને પાપનો નાસુ=નાશ.

## ભાવાનુવાદ.

ભગવાનનુ નામ શ્રવણ કરી સિદ્ધ પુરૂષો થયા છે, પીર થયા છે, દેવતા થયા છે, યોગી શ્રેષ્ઠ (નાથ) થયા છે. ભગવાનના નામ શ્રવણે પૃથ્વી, પૃથ્વીનો આશ્રય અને આકાશ થયા છે. ભગવાનનું

નામ શ્રવણુ કરી દ્વીપ, લોક અને પાતાલ થયા છે. ભગવાનનું નામ શ્રવણુ કરવાથી મૃત્યુ કલેશ આપી શકે નહિ ( મૃત્યુ ભય રહે નહિ ). રે નાનક ! ભક્તો સર્વદા પ્રસન્ન રહે, નામ શ્રવણુ કરવાથી દુઃખ અને પાપ નષ્ટ થાય.

(૧) ગુરૂ નાનકે શ્રવણુનું મહાત્મ્ય વર્ણુન કર્યું છે, તેમણે ઉચ્ચારણુ કર્યું છે. "સૂણિએ" અર્થાત્ શ્રવણુ કરી, ત્યાર પછી કેટલાક ક્રિયાવિહીન શબ્દોનો વ્યવહાર કર્યો છે,અત્યારે જેની જેવી ઇચ્છા તે તેવો અર્થ કરે છે. કોઇ અર્થ કરે છે કે નામ શ્રવણે આ બધી વ્યકિત થઇ અને જગતના સર્વ પદાર્થની સૃષ્ટિ થઈ. કોઇ કોઈ અર્થ કરે છે કે નામશ્રવણે આ સકલ સૃષ્ટિનો ગૂઢમર્મ સમજાય. વળી સૂણિએનો સબોધન સૂચક અર્થ થઈ શકે "સાભળ." અર્થાત્ સાભળી સાભળી સિદ્ધ પુરૂષો થયા ઇત્યાદિ કિન્તુ ચતુર્થ પકિતમા સૂણિએનો એ અર્થ બરોબર થતો નથી. તેનો અર્થ આમ કરવો પડશે, સાભળ્યાથી. પછી કાલ તમારો ગ્રાસ કરી શકશે નહિ.

(૨) સિધ, પીર, એ બે શબ્દનો સ્વતત્ર પાઠ કરવાથી અર્થ એમ થાય કે સિદ્ધ પુરૂષ અને પીર થયા છે. એકત્ર પાઠ કરવાથી સિધ્ધોના પીર ( ગુરૂ ) થયા છે એમ અર્થ થશે. કોઇ કોઈ કહે છે, ગોરખનાથ, જેઓ સિદ્ધ પુરૂષોના ગુરૂ હતા, તે નામ શ્રવણે આવિર્ભુત થાય છે. સુરિ, નાથ, આ બે શબ્દનો સ્વતત્ર પાઠ કરવાથી અર્થ એવો થાય કે, સુરગણુ અને નાથ ( યોગી ) સપ્રદાયના શ્રેષ્ઠ થયા છે. એકત્ર પાઠ કરવાથી સુરનાથનો અર્થ દેવતાઓના નાથ ઈન્દ્ર થાય છે.

(૩) પંજાબી ભાષામા બળદને "ધવલ" કહે છે. એ પ્રદેશના હિન્દુઓ માને છે કે પૃથ્વી બળદ ઉપર સ્થાપિત છે. તે પૃથ્વીનો આધાર અને આકાશ જે સમસ્ત પૃથ્વીનું વેષ્ટન કરી રહ્યુ છે.

## नौवीं पउडी.

सुणिऐ ईसरु बरमा इन्दु ।
सुणिऐ मुखि सालाहण मन्दु ।
सुणिऐ जोग जुगति तनि भेद ।
सुणिऐ सासत सिमृति वेद ।
नानक भगता सदा विगासु ।
सुणिऐ दूख पापका नासु ॥ ९ ॥

## શબ્દાર્થ.

નોૌવીં=નવમી સુણિઐ=(નામ) શ્રવણ કરી ઈસરુ=ઈશ્વર, શિવ બરમા=બ્રહ્મા. ઇન્દુ=ઇન્દ્ર મુખિ=મુખ્ય, શ્રેષ્ઠ સાલાહણ મન્દુ= પ્રશસાને યોગ્ય જોગ જુગતિ=યોગનો ઉપાય. તનિ ભેદ=શરીરની વિધિ સાસત=શાસ્ત્ર સિમૃતિ=સ્મૃતિ, પુરાણ વેદ=વેદ

## ભાવાનુવાદ.

ભગવાનના નામશ્રવણે શિવ, બ્રહ્મા અને ઇન્દ્રે પોતપોતાના પદ મેળવ્યા છે. ભગવાનના નામશ્રવણે કોઈ શ્રેષ્ઠ પ્રશસનીય મનુષ્યો થયા છે. ભગવાનના નામશ્રવણે હૃદયમા યોગનો ઉપાય અને શરીરની વિધિ વ્યવસ્થા જ્ઞાત થઈ જાય. નામશ્રવણેજ શાસ્ત્ર, સ્મૃતિ, વેદ ઉત્પન્ન થયા છે. રે નાનક ! ભક્તો સર્વદા આનન્દે વાસ કરે છે (પ્રસન્ન રહે છે); નામશ્રવણ કરવાથી દુ:ખ અને પાપ નષ્ટ થાય.

કોઇ એવો અર્થ કરે છે કે શિવ, બ્રહ્મા અને ઇન્દ્રની પદવી પ્રાપ્ત થઈ જાય.

મન્દ શબ્દનો અર્થ નીચ; જો સાલાહણુ અને મન્દ, એમ ભિન્ન ભિન્ન પાઠ કરીએ તો એમ અર્થ થાય કે નીચ વ્યક્તિ પ્રશંસિત થાય.

સાલાહણુ મન્દ=પ્રશસાધારી. મુખિ શબ્દનો અર્થ શ્રેષ્ઠ વ્યક્તિ. કોઈ એનો અર્થ મુખથી એમ પણ કરે છે, અર્થાત્ નીચ પણ નામ શ્રવણે લોકમુખે પ્રશંસા મેળવે. વળી કોઇ મુખિ, સાલાહણુ એકત્ર પાઠ કરી એવો અર્થ કરે છે કે પ્રશંસિતોમા શ્રેષ્ઠ. ટ્રમ્પ સાહેબે એક અદ્‌ભુત અર્થ કર્યો છે. તેમણે મન્દ શબ્દનો અર્થ "મત્ર" અર્થાત્ ગાયત્રી કર્યો છે! સમસ્ત પક્તિનો અર્થ તેમણે આમ કર્યો છે-"સાભળી લોકો ગાયત્રી મંત્રદ્વારા ભગવાનનો મહિમા ઉચ્ચારણ કરે." એ અર્થ બીજું કોઈ કરતું નથી.

ચતુર્થ પંક્તિનો અર્થ કોઇ કોઈ કરે છે કે વેદ-શાસ્ત્ર પાઠ કરવાથી જે જ્ઞાન થાય, તેજ જ્ઞાન નામ શ્રવણે થાય. વળી કોઇ કોઇ એવો અર્થ કરે છે કે નામશ્રવણ કરવાથી વેદ પુરાણ શાસ્ત્રનો અર્થ સુગમ થાય.

## दसवी पउडी.

सुणिऐ सतु सन्तोखु गिआनु ।
सुणिऐ अठसठि का इसनानु ।
सुणिऐ पडिह प्ड़ि पावहि मानु ।
सुणिऐ लागै सहजि धिआनु ।
नानक भगता सदा विगासु ।
सुणिऐ दूख पापका नासु ॥ १० ॥

## શબ્દાર્થ.

દસબી=દસમી. સુણિઐ=(ભગવાનના નામ) શ્રવણે. સતુ=સત્ય. સન્તોખુ=સંતોષ ગિઆનુ=જ્ઞાન અઠસઠીકા ઇસનાનુ=અડસઠ તીર્થમા સ્નાન (કર્યાનુ ફળ મળે) પઢિહ પડિ=પાઠ કરીને પાવહિ માનુ= માન પામે લાગૈ સહજિ ધિઆનુ=ધ્યાન સહજ લાગી જાય.

## ભાવાનુવાદ.

ભગવાનનુ નામ શ્રવણ કરવાથી સત્ય, સન્તોષ અને જ્ઞાનનો લાભ થાય; તેમનું નામ સાભળવાથી અડસઠ તીર્થમાં સ્નાન કર્યાનું ફળ મળે, તેમનુ નામ સાભળવાથી અને વારવાર પાઠ કરવાથી માન પ્રાપ્ત થાય, તેમનું નામ સાભળવાથી સહજે ધ્યાનયુક્ત થવાય. રે નાનક ! ભક્તો સર્વદા પ્રસન્ન રહે, નામ શ્રવણ કરવાથી દુઃખ અને પાપ નષ્ટ થાય

બહુ પાઠ દ્વારા પંડિતો જે માન મેળવે તે નામ શ્રવણ કરવાથી મેળવી શકાય, તૃતીય પંક્તિનો આમ અર્થ પણ થાય.

## ग्यारवी पउडी.

सुणिऐ सरा गुणाके गाह ।
सुणिऐ सेख पीर पातिसाह ।
सुणिऐ अन्धे पावहि राहु ।
सुणिऐ हाथ होवै असगाहु ।
नानक भगता सदा विगासु ।
सुणिऐ दूख पापका नासु ॥ ११ ॥

## શબ્દાર્થ.

ગ્યારબી=અગિયારમી. સુણિઐ=(ભગવાનનુ નામ) શ્રવણ કરવાથી. સરા=સરોવર. ગુણા કે=ગુણના ગાહ=અગાધ, ગ્રહણ સેખ=શેખ, માન્યવર વા શક્તિશાળી વ્યક્તિ પીર=ગુરૂ, ધર્મનેતા, પૂજનીય વ્યક્તિ.

પાતિસાહ=બાદશાહ. અન્ધે=આંધળા. પાવહિ=પામે. રાહુ=પથ. હાથહોબૈ=પ્રાપ્તિ થાય અસગાહુ=અપ્રાપ્ય, અગાધ.

**ભાવાનુવાદ.**

નામ શ્રવણ કરવાથી ગુણ સરોવરનો ( ભગવાનનો ) મર્મ સમજાય તેમનું નામ શ્રવણ કરી શેખ, પીર, બાદશાહ થયા છે. તેમનું નામ શ્રવણ કરવાથી આંધળાઓ માર્ગ મેળવે છે. તેમનુ નામ શ્રવણ કરવાથી અપ્રાપ્ય પ્રાપ્ત થઈ જાય. રે નાનક ! ભક્તો સદા પ્રસન્ન રહે, નામ શ્રવણ કરવાથી દુઃખ અને પાપ નષ્ટ થાય

(૧) પ્રથમ પંક્તિના નાના પ્રકારે અર્થ થાય. કોઇ કોઇ અર્થ કરે છે કે નામ સાંભળવાથી ગુણના સરોવરમાં ડુબકી મારી તેની ભીતરની ખબર મેળવાય છે. બીજો અર્થ એવો થાય કે નામશ્રવણકારી ગુણનો અગાધ સમુદ્ર થઇ જાય. તૃતીય અર્થ–શુભ ગુણ ગુણના સરોવર રૂપી જે શાસ્ત્ર સકલ તેમનું ગાન કરે છે. ચતુર્થ અર્થ–શ્રવણકારીના હૃદયે શુભ ગુણ આવી નિવાસ કરે. પંચમ અર્થ–અગાધ ગુણ જે યત્નલબ્ધ છે તે શ્રવણકારીના હૃદયે વિના પ્રયાસે આવે.

(૨) શેખ–મુસલમાન સાધુઓમાં શ્રેષ્ઠ પીર, મુસલમાનોના ગુરૂસ્થાનીય વ્યક્તિ. સાધારણ જીવિતાવસ્થામાં શેખ કહેવાય, પરલોક પામ્યે પીર થાય.

(૩) ચતુર્થ પંક્તિનો કોઈ કોઇ એવો અર્થ કરે છે કે નામ સાંભળવાથી અગાધ સંસારસમુદ્ર તરી જવાય.

**बारवीं पउडी.**

मन्नेकी गति कही न जाइ ।
जे को कहै पिछै पछताइ ।

कागदि कलम न लिखण हारु ।
मन्नेका बहि करनि वीचारु ।
ऐसा नामु निरजनु होइ ।
जे को मन्नि जाणै मनि कोइ ॥ १२ ॥

## શબ્દાર્થ.

બારવી=બારમી. મન્નેકી=મનનની, મનનકારીની. ગતિ=અવસ્થા કહી=કહી, બોલી ન જાઇ=જાય નહિ જે કો=જે કોઇ કહૈ=કહે, બોલે પિછૈ=પાછળથી. પછતાઇ=પસ્તાય કાગદિ=કાગળ. કલમ=કલમ. ન લિખણહારૂ=લેખક પણ નથી મન્નેકા=મનનના, મનનકારીના બહિ= બેસી કરની વીચારુ=વિચાર કરવાથી ઐસા=એવુ નામુ=ભગવાનનુ નામ. નિરજનુ=પવિત્ર હોઇ=છે જે કો=જેઓ મન્નિ=મનન કરે. જાણૈ=જાણે મનિ=મનમા. કોઇ=કોઇ કોઇ વ્યક્તિ

## ભાવાનુવાદ.

મનનની અવસ્થા શબ્દોમા કહી જાય નહિ જો કોઇ વર્ણના કરે તો હાર માનીને પાછળથી પસ્તાય. કાગળે કલમે લખ્યુ જાય નહિ; એવો લેખક પણ કોઇ નથી જે લખી શકે. બેસીને મનનનો વિષય વિચાર્યા કર. ભગવાનનુ નામ એવુ તો પવિત્ર છે કે કોઇ કોઇ વિરલ વ્યક્તિ જેઓ મનન કરે છે, તેઓ મનમા મનમા એવો તો આનદ અનુભવ કરે છે, જે અપરને જણાવી શકે નહિ. ૧૨.

(૧) ગુરૂ નાનક "મન્ને" શબ્દ વાપરે છે, એનો અર્થ મનન. કારણ કે પ્રથમ નામ ગાનનો મહિમા કહ્યો. ત્યાર પછી નામ શ્રવણનો મહિમા વ્યક્ત કર્યો. હવે મનનનો અર્થાત્ તે નામનો મનમાં મનમા ધ્યાન કરવાનો મહિમા કહે છે. પંજાબી ભાષામાં મન્ના શબ્દનો અર્થ માની લેવું, સ્વીકાર કરવો, વિશ્વાસ કરવો, મનન કરવું એવો થાય છે.

પ્રોફેસર જોધસિંહ એવો અર્થ કરે છે કે જે જ્ઞાનદ્વારા પ્રાપ્ત થાય તેને જીવનમાં ઉતારવુ. સ્વામી પરમાનંદ કહે છે કે મનન કરવું અર્થાત્ અભ્યાસ કરવો. કિન્તુ અનેક "મન્ને"નો અર્થ મનનકારી કરે છે, અને તેમનો મહિમા કીર્તિત થયો છે એમ કહે છે.

(૨) નિરજન શબ્દનો અર્થ કોઇ કોઇ માયા-રહિત કરે છે.

(૩). અતિ અલ્પ વ્યક્તિજ મનન કરી શકે એવો શેષ પંક્તિનો ભાવ છે.

## तेरवी पउडी.

मंनै सुरति होवै मन बुधि ।
मंनै सगल भवण की सुधि ।
मंनै मुहि चोटा ना खाइ ।
मंनै जम कै साथि न जाइ ।
ऐसा नामु निरंजनु होइ ।
जे को मंनि जाणै मनि कोइ ॥ १३ ॥

### શબ્દાર્થ

તેરવી=તેરમી મંનૈ=મનન કરવાથી સુરતિ હોવૈ=ચૈતન્ય આવે સગલ=સકળ ભવણ કી=લોક લોકાન્તરનું સુધિ=શુદ્ધિ (આવે વા જાણી શકાય). મુહિ=મુખ ઉપર. ચોટા=લપડાક, આઘાત. ના ખાઈ=ખાય નહિ જમકૈ=યમની સાથિ=સાથે ન જાઇ=જાય નહિ

### ભાવાનુવાદ.

મનન કરવાથી મન અને બુદ્ધિ જાગૃત થાય, મનન કરવાથી સર્વ લોકનુ જ્ઞાન થાય. મનન કરવાથી મુખ ઉપર લપડાક ખાવી ન પડે (સન્તાપ થાય નહિ). મનન કરવાથી યમની સાથે (યમ

પુરી ) જવુ પડે નહિ. ભગવાનનું નામ એવુ પવિત્ર છે કે જે કોઈ વિરલ વ્યક્તિ મનન કરે, તે મનમા મનમા આનંદ અનુભવ કરે, જે અપરને જણાવી શકે નહિ.

(૧) સુરતિ હોવૈ=ધ્યાન શકિત ઉત્પન્ન થાય. કોઈ કોઇ અર્થ કરે છે કે ચિત્તવૃત્તિ, મન અને બુદ્ધિનો વિકાસ થાય.

(૨) ચતુર્દશ ભુવન (લોક) છે એ હિન્દુઓની માન્યતા.

(૩) મુખ ઉપર લપડાક ખાય નહિ અર્થાત્ કોઈ સજા ભોગવવી પડે નહિ.

(૪) મેકોલિફ સાહેબ ( Mr Macauliffe ) કહે છે કે યમપુરી જાય નહિ એટલે ભગવાનમા પ્રવેશ થઈ જાય.

## चौदवी पउडी.

मंनै मारगि ठाक न पाइ ।
मंनै पति सिउ परगटु जाइ ।
मंनै मगु न चलै पन्थु ।
मंनै धरम सेती सनबन्धु ।
अैसा नामु निरंजनु होइ ।
जे को मन्नि जाणै मनि कोइ ॥ १४ ॥

### શબ્દાર્થ.

ચૌદબી=ચૌદમી. મનૈ=મનન કરવાથી. મારગિ=માર્ગમા, પથમા ઠાક ન પાઇ=વિઘ્નપાત થાય નહિ. પતિ સિઉ=માન સહિત પરગટુ= પ્રકટિત, પ્રતિષ્ઠિત સ્થાનમા જાઈ=જાય, ગમન કરે મગુન=મગ્ન. મગુ= માર્ગ પન્થુ=પંથ, સંપ્રદાય ન ચલૈ=ચાલે નહિ. ધરમ સેતી=ધર્મના સહિત. સનબન્ધુ=સબંધ.

ભાવાનુવાદ.

મનન કરવાથી ધર્મપથે કંઇ બાધા કે વિઘ્ન આવે નહિ; મનન કરવાથી સન્માન સાથે પ્રતિષ્ઠિત સ્થાને પહોચાય; મનન કરવાથી આનંદે મગ્ન થતા ધર્મપથે ચલાય; મનન કરવાથી ધર્મની સાથે સંબંધ થાય ભગવાનનુ નામ એવુ તો પવિત્ર છે કે જે કોઇ સર્વે વિરલ વ્યકિતઓ તેનુ મનન કરે છે, તેઓ મનમા મનમા આનદ અનુભવ કરે છે ૧૪.

(૧) દ્વિતીય પંકિતના કેટલાક પ્રકારે અર્થ થાય. ૧. માન સહિત પરલોક ગમન કરે છે, ૨ સન્માન સહિત ભગવાનની સન્નિધાને વૈકુઠમા ગમન કરે છે (આ જીવનમા), ૩. સન્માનયુકત પ્રતિષ્ઠિત પથે ગમન કરે છે.

(૨) મગુન ચલૈ પન્થુ-"ન" ને મગુની સાથે પાઠ કરવાથી મગન અર્થાત્ મગ્ન થાય. જો "ન" નો ભિન્ન પ્રકારે પાઠ કરીએ તો આમ અર્થ થાય-ચાલે નહિ. આખી પંકિતનો અર્થ કોઈ કોઇ એવો કરે છે કે વિનાશના પથે જશે નહિ બીજો એક અર્થ થાય કે રાજમાર્ગે જશે, સંકીર્ણ પથે જશે નહિ, વા સાપ્રદાયિક પથે જ્ઞાનીઓ જશે નહિ. ટ્રમ્પ સાહેબે "મગુ"નો અર્થ કર્યો છે કે ભાવનાયુકત; અર્થાત્ નિજ માર્ગે ભાવના યુકત.

## पनरवी पउडी.

मंनै पावहि मोख दुआरू ।
मंनै परवारै साधारू ।
मंनै तरै तारै गुरु सिख ।
मंनै नानक भवहि न भिख ।
ऐसा नामु निरंजनु होइ ।
जे को मन्नि जाणै मनि कोइ ॥ १५ ॥

### શબ્દાર્થ.

પનરબ્બી=પંદરમી. મનૈ=મનન કરવાથી પાવહિ=પામે મોખ દુઆરૂ=મોક્ષદ્વાર, મોક્ષપથ પરવારૈ=પરિવારનુ સાધારૂ=ઉદ્ધાર, તારણ તરૈ=તરી જાય, પાર પામે તારે=તારે સિખ=શિષ્યોને ભવહિ=ભ્રમણ કરે ન=ના ભિખ=ભિક્ષાને માટે.

### ભાવાનુવાદ.

મનન કરતા મોક્ષદ્વાર મળે. મનન કરતા માત્ર પોતાનો નહિ પણ પરિવારનોય ઉદ્ધાર થાય મનન કરતાં ગુરૂ પોતે પરિત્રાણ પામે અને શિષ્યોને ઉદ્ધારને માર્ગે ચઢાવે. રે નાનક ! મનન કરના પોતાની ગાદી માટે ભિક્ષા કરવા ભટકવુ ન પડે ભગવાનનુ નામ એવુ પવિત્ર છે કે જે કોઇ વિરલ વ્યક્તિયો તેનું મનન કરે છે તેઓ મનમા મનમા આનંદનો અનુભવ કરે છે.

સાધારુ=આધાર સહિત, અવલંબન મેળવે. ભવહિ ન ભિખ=કોઇ અર્થ કરે છે કે જન્મ જન્માન્તરે મુક્તિ માટે ભીખ માગતાં ભમવું ન પડે; વળી કોઇ કોઈ એવો પણ અર્થ કરે છે કે વિવિધ દેવતાઓને દ્વારે ભીખ માગતા ફરવું ન પડે.

## सोलवी पउडी.

पंच परवाण पंच परधान ।
पंचे पावहि दरगहि मानु ।
पंचे सोहहि दरि राजानु ।
पंचाका गुरु एकु धिआनु ।
जे को कहै करै बीचारु ।
करते कै करणै नाही सुमारु ।
धौल धरमु दइआ का पूत ।
सन्तोखु थापि रखिआ जिनि सूति ।

जे को बुझै होवै सचिआरु ।
धवले उपर केता भारु ।
धरती होरु परै होरु होरु ।
तिसते भारु तलै कवणु जोरु
जीअ जाति रंगा के नाव ।
सभना लिखिआ वुड़ी कलाम
एहु लेखा लिखि जाणि कोइ
लेखा लिखिआ केता होइ ।
केता ताणु सुआलिहु रूपु ।
केती दाति जाणै कौण कूतु ।
कीता पसाउ एको कवाउ ।
तिसते होए लख दरीआउ ।
कुदरति कवण कहा वीचारु
वारिआ न जावा एकवार ।
जो तुधु भावै साई भलीकार ।
तु सदा सलामति निरंकार ॥ १६ ॥

## શબ્દાર્થ.

સોલમી=સોલમો પંચ=પાંચ જણ, શ્રેષ્ઠ, સાધુ પરવાણુ=પરમાણુ પ્રમાણિત. પરધાન=પ્રધાન. પાવહિ=પામે. દરગહિ=ભગવાનના દરબારમા. માનુ=સન્માન સોહહિ=શોભા આપે દરિ=દરબાર. રાજાનુ=રાજાઓના પંચાકા=પાંચ જણના, અર્થાત્ સાધુના જેકો=જેઓ કહૈ=કહે કરૈ બીચારુ=વિચાર કરે કરતે કૈ=સૃષ્ટિ કર્તાના, કર્તા પુરૂષના કરણૈ=કાર્યનો, નાહીશુમારુ=બે સુમાર, જેની ગણના થાય નહિ ધૌલ=ઉજ્જવળ, બળદ ધરમુ=ધર્મ. દઇઆકા પૂત=દયાનો પુત્ર, દયામાંથી ઉપજેલો સન્તોખુ=સન્તોષ થાપિ રખિઆ=સ્થાપિત કરી રાખ્યા છે જિનિ=જે મને. સૂતિ=સૂત્ર જે કો=જે કોઇ વ્યક્તિ બુઝૈ=જાણે, સમજે હોવૈ=થાય સચિઆરુ=સત્યપૂર્ણ, સત્યવિદ્ ધવલૈ=બળદની ઉપર=ઉપર કેતા=કેટલો. ભારુ=ભાર ધરતી=પૃથ્વી હોરુ=વળી પરૈ હોરુ

હોર=તેની પણ નીચે વળી. તિસતે=તેના. ભારૂ તલૈ=ભાર નીચે કવણુ જોરૂ=કઇ શક્તિ જીઅ=જીવ જાતિ=જાતિના રગા કે=વર્ણનું. નાવ= નામ સભના=બધાનું લિખિઆ=લખ્યુ છે વુડી કલામ=શાહી ભરી કલમે એહુ=એ. લેખા=લખાણ લિખિ જાણૈ=લખી જાણે કોઇ=કોઇ લેખા=વર્ણન લિખિઆ=લખાણ. કેતા હોઇ=કેટલુ થાય. કેતા=કેટલી તાણુ=શક્તિ સુઆલિહુ=સુન્દર રૂપ=રૂપ કેતી દાતિ=કેટલુ દાન જાણૈ= જાણે કૌણુ કૂતુ=કોની શક્તિ કીતા=કરી છે પસાઉ=વિસ્તાર એકો= એક માત્ર કવાઉ=આરબી શબ્દ, તેનો અર્થ શબ્દ વાસકલ્પ તિસતે= તેનાથી હોએ=થયા છે લખ દરીઆઉ=લક્ષ સમુદ્ર કુદરતિ=શક્તિ કવણુ=ક્યા કેટલી મોટી કહા=ક્યા કેટલી નાની વીચારૂ=મનષ્ય જ્ઞાન વારિઆ=બલિદાન ન જાવા=જાય નહિ એકવાર=એકવાર પણ જો=જે તુધુ=તમને ભાવૈ=ગમે, સારૂ લાગે. સાઈ=એજ ભલીકાર=ઉત્તમ કર્મ. તુ=તમે સદા=સર્વદા સલામતિ=મ ગલમય, એક રૂપે વર્તમાન. નિર કાર=નિરાકાર

## ભાવાનુવાદ.

સાધુ પુરૂષો પ્રમાણિક વ્યકિત, સાધુ પુરૂષો પ્રધાન, સાધુ પુરૂષો-ને ભગવત્ સન્નિધાને સન્માન પ્રાપ્ત થાય. સાધુ પુરૂષો રાજદરબારને શોભા આપે. સાધુ પુરૂષોનો ગુરૂ એક પરમેશ્વર—તેઓ તેનુ ધ્યાન કરે. જો કોઇ કહે કે જ્ઞાન વિચારથી તેનું તત્ત્વ જાણી શકાય તો તે કર્તા પુરૂષના કાર્યોની ગણના કરી શકે નહિ પવિત્ર ઉર્જ્વલ ધર્મજ પૃથ્વીને ધારણ કરે છે. તે દયાનો પુત્ર છે અર્થાત્ દયાથી ઉત્પન્ન થયો છે. ભગવાન્ સ તોષ દ્વારા ( મધ્યે સ તોષને સ્થાપિત કરી) સમસ્તને શૃંખલાબદ્ધ કરે છે (પોતે સુત્રધાર થાય છે ) જે કોઇ આ વાત સમજી શકે છે તે સત્યને પામે છે. બળદ ઉપર પૃથ્વી પ્રતિષ્ઠિત છે એમ કહીએ તો બળદ ઉપર કેટલો ભાર રહી શકે એમ પ્રશ્ન થાય. વળી તેની નીચે પણ પૃથ્વી છે અને તેની નીચે પણ છે તે બધાની નીચે કઈ શકિત છે? જીવ, જાતિ અને ભિન્ન ભિન્ન વર્ણનુ નામ, એ બધી બાબત તેણે સ્પષ્ટ કરી, ઉજ્જ્વલ અક્ષરે ઠીક શાહી પૂરીને લખી

છે. આ બધુ લખાણુ કોણુ લખી જાણે? લેખ લખ્યે કઇ પાર આવે? જેટલું લખે તેટલુ વધે; કદિ પૂરૂં થાય નહિ. કેટલી તમારી શક્તિ, કેટલુ સુન્દર રૂપ, કેટલુ તમારૂ દાન? કોનુ સામર્થ્ય છે કે તેનું વર્ણન કરે! એક સ કલ્પથી પૃથ્વી પ્રસારિત કરી છે અને લાખો સમુદ્ર થયા છે. તમારી અસીમ શક્તિ, પણુ અમારી વિચાર શક્તિ કેટલી! અમે સર્વસ્વ આપીએ તોય તમારે ચરણે યોગ્ય ભેટ ધરી શકાય નહિ. જે તમારૂ અભિપ્રેત એજ અમારે પક્ષે મ ગળ. હે નિરાકાર ! તમે અમારા ચિર જીવન્ત જાગ્રત દેવતા.

(૧) પ ચ શબ્દનો અર્થ પાચ; સ'સારે પાંચ જણા જે કરે તે સારૂ. કોઇ વિવાહનો વિષય ઉપસ્થિત થતા પાંચ પ્રતિષ્ઠિત પુરૂષ નીમી તેનો વિચાર માન્ય થાય. કોઈ કોઇ સમાજમા આવી મ ડળીને પ'ચાયત કહે છે. આમાં પાચનો અર્થ શ્રેષ્ઠ સાધુ પુરૂષ કર્યો છે. હિન્દુસ્તાનની કહેવત છે કે "પ'ચ ત્યા પરમેશ્વર" અર્થાત્ પાચ સાધુ પુરૂષ જ્યાં મળે ત્યા ભગવાન બિરાજે આથી ગુરૂ નાનક સાધુ પુરૂષોની પ્રશ સા કરે છે અને લોકોને તેનો સત્સ ગ કરવા ઉપદેશે છે. કોઇ કહે છે કે ઉપર જે પાચ વ્યક્તિ વિષે ગુરૂ નાનક ઉલ્લેખ કરે છે તે નીચે પ્રમાણે છેઃ—(૧) જે ભગવાનનો આદેશ માને. (૨) જે તેનો મહિમા ગાય. (૩) જે તેની કૃપા ઉપર આ-ધાર રાખે. (૪) જે તેનુ' શ્રવણુ કરે. (૫) જે તેનું મનન કરે.

(૨) પ ડિત પરમાન'દ કહે છે કે સાધુને પાંચ બોલ-વાનુ' કારણુ એ છે કે તેમાં સત્ય, સ તોષ, દયા, ધર્મ, અને પવિત્રતા એમ પાચ ગુણુ વિદ્યમાન હોય છે. પ્રોફેસર જોધસિ'હ એમ. એ. કહે છે કે, ગુરૂ નાનક આ પાઠમાં ખરા શ્રધ્ધાવાન અને માત્ર મ્હોથી જ્ઞાન ચર્ચા કરવાવાળા

વચ્ચે ભેદ બતાવવા આમ લખે છે. જેઓ શ્રવણ કરી ભગવાનને માને તેઓજ શ્રેષ્ઠ કહેવાય. તેનુંજ નામ પંચ. ચોથી પંક્તિનો અર્થ એમ પણ કહે છે કે, સાધુ પુરૂષોને ધ્યાનજ એક ગુરૂ, ધ્યાનદ્વારા તેઓ જ્ઞાન પામે. ટમ્પ સાહેબ અર્થ કરે છે કે સાધુઓને એક માત્ર ધ્યાનની વસ્તુ તે ગુરૂ. તેઓ ગુરૂનું ધ્યાન કરે.

(૩) પાચમી પંક્તિનો અર્થ કોઇ કોઈ કરે છે કે સકલ બુદ્ધિમાન ઋષિઓ વગેરે એ વિષયનો સારી રીતે વિચાર કરીને લખે છે.

(૪) પંજાબના હિન્દુઓ માને છે કે આ પૃથ્વી બળદના શીંગડા ઉપર રહે છે. બળદને પંજાબીમા ધવલ કહે છે. તેથી કોઈ કોઇ અર્થ કરે છે કે ધર્મ એજ બળદ, કે જેના ઉપર પૃથ્વી પ્રતિષ્ઠિત છે. તે ધર્મરૂપી બળદ દયાનો પુત્ર છે. જેને સૂત્રધાર સંતોષરૂપી સૂત્રદ્વારા ધારે છે. બળદને દોરીથી બાધી રાખવો જોઇએ એટલે ધર્મરૂપી બળદને સંતોષરૂપી રજ્જુદ્વારા બંધન કરી રાખ્યો છે. દયા અને સંતોષ આ બે ગુણ ઉપર ધર્મ પ્રતિષ્ઠિત અને પ્રચલિત છે. બહિર્જગત્ અને અન્તર્જગત્ આ નિયમદ્વારા આબદ્ધ છે. ગુરૂ નાનક સ્પષ્ટ કહે છે કે પૃથ્વી બળદની ઉપર સ્થાપિત છે, એવી પ્રચલિત માન્યતા એક ભૂલ છે ભગવાનનું દાન અને જે ખાદ્ય સામગ્રી તેમણે મૂકી છે તે કોણ જાણી શકે? એક સંકલ્પ દ્વારા આ પૃથ્વીનો તેમણે પ્રસાર કર્યો છે.

"એકો કવાઉ" ના ભિન્ન ભિન્ન અર્થ: (૧) સ્ફુરણદ્વારા સકલ જગત પ્રસારિત કર્યું છે, તે સ્ફુરણ તે ૐકાર; તેથી

તે દ્વારા બધુ થયુ છે (૨) એક શકિતદ્વારા (૩) એક પોષાક, પરિચ્છદ અર્થાત્ સકલ માયાદ્વારા. (૪) એક ઇચ્છાદ્વારા. (૫) એક શબ્દદ્વારા. (૬) એક ઉપાધિદ્વારા.

(૫) "સભના લિખિઆ વુડ઼ી કલામ" "વુડ઼ી કલામ" નો એક અર્થ ડૂબી કલમ, અર્થાત્ શાહી ભરી કલમ, લખતાં વિલંબ થાય નહિ. બીજો અર્થ પ્રયોજન લેખન, ત્રીજો અર્થ શાસ્ત્ર વિચાર કરીને સમસ્ત પંકિતનો અર્થ બધાયે લખ્યો છે કે, શાસ્ત્રના વિચાર ઉપર બધાયે મોટા મોટા શાસ્ત્રો લખ્યા છે, અથવા બધાના નામ લખાયા છે. વડ ( હુકુમ વા આદેશરૂપી ) કલમદ્વારા.

(૬) "વારિઆ" શબ્દનો અર્થ બીજી ભાષામા સમજાવવો ઘણો કઠણ છે. કોઇ શુભ યોગમા અથવા કંઈ કલેશ કે વિપદની આશંકા થવાથી એક પૈસો અથવા બીજી કોઇ સામગ્રી, જેના મંગલની ચિન્તા હોય તેના માથા ઉપરથી ઉતારી દાન માટે નિરાળું રાખી પછી દાન કરવાની પંજાબમા રીત છે. માથે અડાડવુ અને ઉતારવુ એને પંજાબીમા "વારિઆ" કહે છે. ગુરૂ નાનક કહે છે કે હું એટલો તુચ્છ છુ કે દાન માટે બિલકુલ યોગ્ય નથી.

(૭) "વાર" નો અર્થ વાળ એમ કોઈ કોઇ કરે છે, અને આ પંકિતનો અર્થ એમ કરે છે કે એક વાળનું પણ વર્ણન થઇ શકે નહિ. વળી કોઇ કોઇ અર્થ કરે છે કે એક વાળના પણ દાનને યોગ્ય નથી.

## सतारवी पउडी.

असंख जप असंख भाउ ।
असंख पूजा असंख तपताउ ।
असंख गरथ मुखि वेद पाठ ।
असंख जोग मन रहहि उदास ।
असंख भगत गुण गिआन वीचार ।
असंख सती असंख दातार ।
असंख सूर मुह भख सार ।
असंख मोनि लिव लाइ तार ।
कुदरति कवण कहा वीचारु ।
वारिआ न जावा एकवार ।
जो तुधु भावै साई भलीकार ।
तु सदा सलामति निरकार ॥ १७ ॥

### શબ્દાર્થ.

સતારવી=સત્તરમી. અસંખ=અસંખ્ય. જપ=જપ ભાઉ=ભાવ. તપતાઉ=તપસ્યા. ગરથ=ગ્રંથ મુખિવેદ પાઠ=મુખસ્થ વેદપાઠ જોગ=યોગ મન રહહિ=મનમા રહે. ઉદાસ=ઉદાસીન વા દુખી ભગત=ભક્ત ગુણુ=ગુણના ગિઆન વીચાર=જ્ઞાનના વિચાર સતી=સત્ પુરૂષ. દાતાર=દાતાર, દાની સૂર=વીર મુહ=મુખથી ભખ=બોલે, સાર=સત્ય, કઠિણુ દ્રવ્ય. મોનિ=મૌની લિવલાઇ તાર=મુખ બંધ કરી ધ્યાનસ્થ છે

### ભાવાનુવાદ.

હે ભગવાન્! તમારી પ્રાપ્તિ માટે અસંખ્ય જપ અને અસંખ્ય ભાવ છે, અસંખ્ય પૂજા અને અસંખ્ય તપસ્યા છે. અસંખ્ય ગ્રંથ અને મુખસ્થ વેદ પાઠ થાય છે. અસંખ્ય યોગ છે, જેનાથી મન સંસારમાથી ઉદાસીન રહે. અસંખ્ય ભક્ત ગુણના અને જ્ઞાનના વિચાર કરે છે. અસંખ્ય સત્ પુરૂષ અને અસંખ્ય દાની છે. અસંખ્ય શૂરવીર છે જેઓ સત્ય બોલે છે. અસંખ્ય મૌની છે જેઓ

નિસ્તબ્ધ થઈ ધ્યાન કરે છે. ક્યા તમારો અપાર મહિમા અને ક્યા અમારી તુચ્છ જ્ઞાનશક્તિ ! હું જરા પણ તમારા ચરણોમા ભેટ (બલિ) ધરવા લાયક નથી. તમને જે સારૂ લાગે એજ અમારે પક્ષે મંગલ હે નિરાકાર ! તમે અમારા ચિર જીવન્ત જાગ્રત દેવતા.

(૧) સાતમી પંક્તિનો ઘણા અનુવાદ આમ કરે છેઃ જેઓ મુખ ઉપર શત્રુનું આક્રમણ સહ્ય કરે અર્થાત્ સન્મુખ યુદ્ધ આઘાત થાય તો પણ વીરત્વ પ્રકાશ કરે.

(૨) સતીનો અર્થ પ્રોફેસર જોધસિંહે યતી કર્યો છે.

## अठारवीं पउड़ी.

असंख मूरख अंध घोर।
असंख चोर हरामखोर।
असंख अमर करि जाहि जोर।
असंख गल वढ हतिआ कमाहि।
असंख पापी पापु करि जाहि।
असंख कूड़िआर कूड़े फिराहि।
असंख मलेछ मलु भखि खाहि।
असंख निन्दक सिरि करहि भारु।
नानक नीचु कहै वीचारु।
वारिआ न जावा एकवार।
जो तुधु भावै साई भलीकार।
तु सदा सलामति निरंकार. ॥ १८ ॥

### શબ્દાર્થ.

અઠારવીં=અઠારમી અસંખ=અસંખ્ય. મૂરખ=મૂર્ખ અંધ=અંધ. ઘોર=ઘોર ચોર=ચોર હરામખોર=જેઓ વિના પરિશ્રમે ખાય. અમર કરિ=અનુશાસન કરી જાહિ=જાય. જોર=જોર કરી. ગલવઢ=ગળાની કાપી મારે હતિઆ=હત્યા. કમાહિ=કમાય. પાપુ કરિ જાહિ=પાપ કરી જાય.

કૂડિઆર=મિથ્યાવાદી કૂડે=મિથ્યા ફિરાહી=ફરે મલેછ=મ્લેચ્છ મલુ ભખિ=મલિન ખાદ્ય ખાહિ=ખાય નિંદક=નિન્દાકારી. શિરિ=શિર ઉપર કરહિ ભારૂ=ભાર કરે નાનક=નાનક કહૈ=કહે છે વીચારુ=વિચાર કરીને.

## ભાવાનુવાદ.

અસંખ્ય મૂર્ખ છે જેઓ ઘોર અંધકારમા રહ્યા છે. અસંખ્ય ચોર પરદ્રવ્ય ચોરી વિના પરિશ્રમે પરના અન્નભોજી છે. અસંખ્ય પુરૂષ એવા છે જેઓ અન્યાયથી બલપૂર્વક અને અત્યાચાર કરી શાસન કરે છે. અસંખ્ય લોક છે જે ગળાની દાબી મનુષ્યને મારી નાખે છે. અસંખ્ય પાપી પાપ કરી જાય છે. અસંખ્ય મિથ્યાવાદી મિથ્યા બોલતા ફરે છે. અસંખ્ય મ્લેચ્છ મલિન ખાદ્ય ખાય છે અસંખ્ય નિન્દાકારી પાપનો ભાર શિર ઉપર વહન કરે છે, હું નીચ, અનેક વિચારે આ સિદ્ધાન્તે આવ્યો છુ કે, હું જરાય પણ તમારા ચરણે ભેટ ધરવા યોગ્ય નથી. તમને જે સારૂ લાગે એજ અમરા પક્ષે મંગલ. હે નિરાકાર ! તમેજ અમારા ચિર જીવન્ત જાગ્રત દેવતા. ૧૮.

(૧) "નાનક નીચુ કહૈ વીચારુ" એનો અર્થ કોઈ કોઈ કરે છે, નાનક કહે છે હું નીચ તમારી વાતો વિચારૂં એટલી શક્તિ મારામા કયા છે ? વળી એવો પણ અર્થ થઈ શકે કે નાનક વિચાર કરી કહે છે કે, જેઓની ઉપર વર્ણના કરી છે તેઓ નીચ. કિન્તુ નિરભિમાની નાનક આ રીતે બોલે એવો સંભવ નથી.

## ઉનીવીં પઉડી.

असंख नाव असंख थाव।
अगंम अगम असंख लोह ।
असंख कहहि सिरि भारु होइ।
अखरी नाम अखरी सालाह।

अखरी गिआनु गीत गुण गाह ।
अखरी लिखणु बोलणु बाणि ।
अखरा सिरि सजोगु वखाणि ।
जिन एहि लिखे तिसु सिर नाहि ।
जिव फुरमाए तिव तिव पाहि ।
जेता कीता तेता नाउ ।
विणु नावै नाही को थाउ ।
कुदरति कवण कहा वीचारु ।
वारिआ न जावा एकवार ।
जो तुधु भावै साई भलीकार ।
तु सदा सलामति निरंकार ॥ १९ ॥

## શબ્દાર્થ.

ઉનીખી=ઓગણીસમી અસંખ=અસંખ્ય નાવ=નામ થાવ=સ્થાન અગમ=અગમ્ય લોહ=લોક કહહિ=કહે સિરિ ભારુ હોઇ=શીર (ભાર પ્રાસ) શ્રાન્ત થઈ જાય અખરી=અક્ષરદ્વારા. સાલાહ=ગુણ ગાન. ગિઆનુ=જ્ઞાન ગીત ગુણ ગાહ=ગુણ ગાથા ગાન લિખણુ=લખાણ. બોલણુ=બોલવુ બાણિ=વાણી, શબ્દ સિરિ=શિરે સજોગુ=સંયોગ, મિલન વખાણિ=બોલાયુ છે જિન=જે એહિ=એ લિખે=લખ્યુ છે તિસુ=તેમનુ સિર નાહિ=માથુ નથી જિવ=જે પ્રકાર ફુરમાએ=આદેશ કરે તિવ તિવ=તે પ્રકાર પાહિ=પામે જેતા=જેટલી કીતા=કરી છે તેતા=તેટલુ જ નાઉ=નામ વિણુ નાવૈ=નામ વિના નાહી=નથી કો થાઉ=કોઇ સ્થાન.

## ભાવાનુવાદ.

હે પ્રભુ! તમારા નામ અસંખ્ય, તમારા સ્થાન અસંખ્ય. અગમ્ય અગમ્ય અસંખ્ય લોક છે અસંખ્ય અસંખ્ય કહેતા શિર શ્રાન્ત થાય કિન્તુ એ પુરૂ થાય નહિ. અક્ષર દ્વારા તમારૂ નામ લખ્યુ છે, અક્ષર દ્વારા તમારૂ યશ કીર્તન થાય છે. અક્ષર દ્વારા જ્ઞાન લાભ થાય, ગુણ ગાથા ગાન થાય. અક્ષર દ્વારા લખાણ કથન શબ્દ

પ્રકાશિત થાય. અક્ષર દ્વારા મનુષ્યના લેખ ( ભાગ્ય લેખ ) લખાયા છે. જેમણે બધાના શીર્ષે એ લખ્યું છે તેમને શીર્ષ નથી. જેવી જેવી જેના પ્રતિ આજ્ઞા તેવુ જ તે તેઓ પામે. જેટલી સૃષ્ટિ છે તેટલા નામ આપ્યા છે તેના નામ વિના ખાલી કોઇ સ્થાન જ નથી. ક્યા તમારો અપાર મહિમા અને ક્યાં અમારી તુચ્છ જ્ઞાન શકિત? હુ જરાય પણ તમારે ચરણે ભેટ ધરવા યોગ્ય નથી તમને જે સારૂ લાગે તેજ અમારા પક્ષે મ ગલ હે નિરાકાર તમે અમારા ચિર જીવન્ત જાગ્રત દેવતા. ૧૯

(૧) "સિરિ ભારુ હોઈ" 'સમસ્ત મસ્તકના બલદ્વારા' એવો અર્થ કોઈ કોઇ કરે છે અસંખ્ય લોક તમારો વિષય ચર્ચે છે પણ અન્ત નહિ પામતા આખરે માથે ભાર વધી પડે છે એવો અર્થ પણ કોઈ કરે છે. કોઈ કોઇ કહે છે કે માથું નીચુ રાખી પગ ઊંચે રાખી તમારા અસંખ્ય નામ જપે છે. વળી કોઇ અર્થ કરે છે, તમારા અસંખ્ય નામ બોલી જણાવવાની ચેષ્ટા કરવા જતાં માથે પાપભાર વધી પડે છે અને હારી જાય છે.

(૨) "સિરી સ જોગુ" એનો અર્થ સ્પષ્ટ નથી. એથી ભિન્ન ભિન્ન અનુવાદે ભિન્ન ભિન્ન અર્થ દેખાય છે.

(ક) અક્ષર દ્વારા મનુષ્યોને લલાટે સંયોગ લખાયો છે.

(ખ) પ્રારબ્ધાનુસારે પદાર્થ સાથે સંયોગ ( મિલન) અને વિયોગ થાય છે.

(ગ) અક્ષર દ્વારા જ સયોગ (તમારી સાથે યુક્ત હોવાની અવસ્થા), એમ કહ્યું છે.

(૩) આઠમી પંક્તિમાં " સિર નહિ " એનો અર્થ

કોઈ કોઈ કરે છે, મસ્તકે લખ્યું નથી અથવા જે પરમાત્મા જે આ અક્ષર લખે છે તેનો અન્ત નથી.

## वीसवी पउडी.

भरीअै हथु पैरु तनु देह ।
पाणी धोतै उतरसु खेह ।
मूत पलीती कपडु होई ।
दे साबूणु लइऐ उहु धोइ ।
भरीअै मति पापाकै संगि ।
उहु धोपै नावै कै रंगि ।
पुंनी पापी आखणु नाहि ।
कर कर करणा लिखि लै जाहु ।
आपे बीजि आपेही खाहु ।
नानक हुकमी आवहु जाहु ॥ २० ॥

### શબ્દાર્થ.

બીસવી=વીસમી. ભરીઐ=મલયુક્ત થતા. હથુ=હાથ પૈરુ=પગ તનુ=તન દેહ=શરીર. પાણી=પાણી ધોતૈ=ધોતા ઉતરસુ=ચાલ્યો જાય. ખેહ=મેલ. મૂત=મૂત્ર પલીતી=અપવિત્ર કપડુ=લુગડુ, વસ્ત્ર હોઇ=થતાં. દે=દઈ સાબૂણુ=સાબુ. લઇઐ=લઇએ ઉહુ=એ. ધોઇ=ધોઈ મતિ=મન, બુદ્ધિ. પાપાકૈ=પાપનો. સંગિ=સાથે. ઉહુ=એ. ધોપૈ=ધોવાય. નાવૈકૈ=નામના. રંગિ=રંગથી. પુંની=પુણ્ય. પાપી=પાપ આખણુ=બોલવાથી નાહિ=થાય નહિ કર કર=કરી કરણા=કર્મ લિખિ=લખી. લૈ જાહુ=લઈ જાય. આપે=પોતે બીજિ=વાવે આપેહી=પોતે જ ખાહુ=ખાય હુકમી=આદેશથી. આવહુ=આવે જાહુ=જાય

### ભાવાનુવાદ.

હાથ પગ મળયુક્ત થતા જલથી ધોતા મેલ જાય. મૂત્રથી અપવિત્ર થયેલ વસ્ત્ર સાબુ દઈ ધોઈ લેવાય. પાપથી મલિન થયેલું

મન નામના રંગથી ધોવાય. પાપ અને પુણ્ય માત્ર મ્હોથી બોલતા પાપ અને પુણ્ય થઈ જાય નહિ; કાર્યના અનુષ્ઠાનથી એ થાય. પ્રત્યેક કર્મ કરી તેનો હિસાબ સાથે લઈ જાય આ લોકમા પોતે વાવે અને કર્મ પ્રમાણે ભોગવે. નાનક કહે છે આ સંસારે જવું આવવું ભગવાનના આદેશથી થાય.

(૧) તન, દેહ બેઉ શબ્દો વપરાયા છે. ટીકાકારો તનનો અર્થ આખું શરીર અને દેહનો અર્થ સંમુખસ્થ અંગ એમ કહે છે.

(૨) આત્મા નિર્મલ. તેનો કોઇ પાપ પુણ્ય સ્પર્શ કરે નહિ એ મતનું ખંડન કરી ગુરૂ નાનક પાપના સંસ્પર્શે આત્મા મલિન થાય એમ કહે છે. જેમ વસ્ત્રને ઉજ્જવલ કરવા સાબુની જરૂર તેમ જ મલિન આત્માને નામ રંગ દ્વારા ઉજ્જવલ કરવો જોઈયે. આત્મમલિનતા દૂર થઈ જતાં આત્મા ઉર્જ્જવલ પ્રતિભાસિત થાય એમ પંડિતો વ્યાખ્યા કરે છે.

(૩) સાતમી પંક્તિના અનેક અર્થ થાય. લોકો પાપી કે પુણ્યવાન કહે અથવા પોતે કહે તેથી કોઇ પાપી કે પુણ્યવાન થાય નહિ. વળી, ઉપર જે નામ ઉચ્ચારણની વાત કરી તે કેવળ મ્હોથી નામ લેતાં પુણ્ય થાય અને ન લેતા પાપ થાય એવો અર્થ પણ નથી. કાર્યાનુષ્ઠાન ઘણું જ આવશ્યક છે.

(૪) પ્રોફેસર જોધસિંહના મતે છેલ્લી લીટી માત્ર પાપીઓ માટેજ કહેવાઈ છે. તેઓ વારંવાર જન્મે અને મરે; મુક્તિ પામે નહિ.

(૫) એમ પ્રશ્ન ઊઠે કે મનુષ્ય જેવું કરે તેવું ફળ પામે તેમાં ભગવાનનો હાથ ક્યાં? ગુરૂ નાનક તેનો સિદ્ધાન્ત કરી દે છે કે એ સત્ય છે કે દરેકનો ન્યાય કર્મ પ્રમાણે થશે. પણ છેવટનો ન્યાય કર્તાને હાથે છે. જેની આજ્ઞા પ્રમાણે માણુસ જન્મે, મરે અને મુક્તિ પામે.

## ईकीसवी पउडी.

तीरथु तपु दइआ दतु दानु ।
जेको पावै तिल का मानु ।
सुणिआ मंनिआ मनि कीता भाउ ।
अन्तर गति तीरथि मलि नाउ ।
सभि गुण तेरे मै नाहि कोई ।
विणु गुण कीते भगति न होई ।
सुअसति आथि बाणी बरमाउ ।
सति सुहाणु सदा मनि चाउ ।

कवणु सुवेला वखतु कवणु कवण थिति कवणु वारु ।
कवणि सि रुती माहु कवणु जितु होआ आ कारु ।
वेल न पाईं या पंडति जिहोवै लेखु पुराणु ।
वखतु न पाइंऊं कादीआ जि लिखणि लेखु कुराणु ।
थिति वारु ना जोगी जाणै रुति माहु ना कोइ ।
जा करता सिरठी कउ साजे आपे जाणै सोई ।
किव करि आखा किव सालाही किउ वरणी किव जाणा ।
नानक आखणि सभुको आखै इक दूइकु सिआणा ।
वडा साहिब वडी नाई कीता जाका होवै ।
नानक जेको आपौ जाणै अगै गइआ न सोहै ॥ २१ ॥

## શબ્દાર્થ.

ઇકીસવીં=એકવીસમી તીરથુ=તીર્થ ભ્રમણ. તપુ=તપસ્યા દઇઆ=દયા. દતુ=ઇન્દ્રિય દમન દાનુ=દાન જે કો=જે કોઇ પાવૈ=પામે તિલકા=તલ જેટલું માનુ=સન્માન સુણિઆ=સાભળવાથી. મ નિઆ=મનન કરવાથી, વિશ્વાસ કરવાથી મનિ=મનમા કીતા=કરવાથી. ભાઉ=ભાવ, પ્રેમ. અન્તર-ગતિ=અન્તર્ગત. તીરથિ=તીર્થમા મલિ=મેલ દૂર થાય (શુદ્ધ થવાય) નાઉ=ન્હાઉં, સ્નાન કરવુ સભિ=બધા ગુણ=ગુણ તેરે=તમારા મૈ=હું. નાહિ=નહિ કોઇ=કઇ વિણુ=વિના ગુણ=ગુણ, સત્કર્મ કીતે=કરવાથી ભગતિ=ભક્તિ ન હોઈ=થાય નહિ સુઅસતિ=સ્વસ્તિ, કલ્યાણ આથિ=આદિ, માયા. બાણી=વાણી, શબ્દ, વચન બરમાઉ=બ્રહ્માની સતિ=સત્ય સુહાણુ=શોભાયમાન સદા=સર્વદા મનિ=મનમા. ચાઉ=ઉત્સાહ કવણુ=કોણ સૂ=તે વેલા=સમય વખતુ=વખત, સમય થિતિ=તિથિ વારુ=દિવસ. સિ=તે રુતિ=રતુ માહુ=માસ જિતુ=જ્યારે હોઆ=થયુ આકારુ=સૃષ્ટિ. વેલ=વેળા, સમય નપાઇયા=જાણે નહિ, જાણી શકે નહિ પ ડતિ=પ ડિતો. જિ=જે હોવૈ=થશે લેખુ=લેખ. પુરાણુ=પુરાણોમા વખતુ=વખત ન પાઇઉ=જાણે નહિ, નિર્દ્ધારિત કરી શકે નહિ. કાદીઆ=કાજીઓ જિ=જે. લિખણિ=લખી રાખત લેખુ કુરાણુ=કુરાણના લખાણમા. જોગી-યોગી. જા=જે કરતા=સૃષ્ટિકર્તા સિરઠીકઉ=સૃષ્ટિને સાજે=સજ્જિત કરે, રચના કરે આપે જાણૈ સોઇ=તે પોતેજ જાણે કિવ કરિ=શું કરી આખા=કહું સાલાહિ=મહિમા ગાઉં. વરણી=વર્ણના કરૂ જાણા=જાણું આખણિ=કહેવાનું. સભુકો=બધા. આખૈ=કહે ઇક દૂઇકુ=એક કરતા સિઆણા=ચતુર. વડા=મોટા સાહિબ=પ્રભુ. વડી=મોટું. નાઇ=નામ કીતા=સૃષ્ટિ, રચના. જાકા=જેમનું હોવૈ=થાય છે આપૌ=પોતાને અનૈ=આગળ. ગઇઆ=જતાં ન સોહૈ=શોભા પામે નહિ

## ભાવાનુવાદ

તીર્થ ભ્રમણ, તપસ્યા, દયા દાન કરવાથી કિંચિત્ માત્ર સન્માન પ્રાપ્ત થાય, પણ નામ શ્રવણ કરવાથી, મનન કરવાથી અને હૃદય-મા ભગવત્પ્રેમ કરવાથી અન્તર્ગત તીર્થે શુદ્ધ થઈ સ્નાન કરવાનું ફળ મળે. હે ભગવાન્ ! તમારા જ બધા ગુણ. હું કંઇ નહિ. તમે

ગુણુ ન આપો તો મુક્તિ જ થાય નહિ. હે ભગવાન્! તમે કલ્યાણ-સ્વરૂપ, તમે આદિ, તમે જ વાણીસ્વરૂપ, તમે પરબ્રહ્મ, તમે સત્ય-સ્વરૂપ, તમે સુંદરસ્વરૂપ, તમે સદા આનંદસ્વરૂપ. હુ શુ જાણું કે કઇ વેળાયે, કયે સમયે, કઇ તિથિયે, ક્યા વારે, કઇ રૂતુમા, ક્યા માસે સૃષ્ટિ થઈ છે? પંડિતો તે વેળા જાણે નહિ જાણત તો પુરાણે લખી રાખત. મુસલમાન કાજીઓ તે સમય નકી કરી શકે નહિ. જો કરી શકયા હોત તો કુરાનમા લખી જાત. જોગીઓ તે તિથિવાર, રૂતુ, માસ કઇ જાણે નહિ જેમણે સૃષ્ટિ કરી છે તે પોતે જાણે છે. કેમ કરી હું કહી શકું? કેવી રીતે હું મહિમાનુ ગાન કરૂ? શુ વર્ણન કરવુ તે કોણ જાણે? નાનક કહે છે કે બધા જે કહેવાનુ છે તે કહે છે, એકની સરખામણીમા બીજો સુચતુર પ્રભુ મ્હોટો, તેનુ નામ મ્હોટુ કે જેણે આ સમસ્ત સૃષ્ટિ સરજી નાનક કહે છે કે જે પોતાને જાણે છે તે પ્રભુની સાથે જતા શોભા પામે નહિ. (લજાથી તેજહીણુ થઈ જાય.)

(૧) "હતુ હાતુ"—પ્રથમ પંક્તિમા આ બે અર્થ સમાયેલા છે. એક અર્થ–દાન, જે પ્રદત્ત થયેલું છે તે. મેકોલીફ સાહેબે હતુનો અર્થ વિશેષ કોઇ દાન એમ કર્યો છે–હાતુનો અર્થ સાધારણ દાન. પંડિત પરમાનંદે હતુનો અર્થ ઇન્દ્રિય દમન કર્યો છે.

(૨) નાઉ=સ્નાન કરી મલિનતા દૂર કર, પવિત્ર થા.

(૩) "વિણુ ગુણુ કીતે"=આ કીતે શબ્દ ઉપર બધાની નજર ખેંચાય છે. ગુણગાન કર્યા વિના ભક્તિ થાય નહિ અને ભક્તિ ન થાય તો મુક્તિ મળે નહિ–પ્રો-ફેસર જોધસિંહ.

(૪) "સુઅસતિ આથિ વાણી બરમાઉ." એ પદના ભિન્ન ભિન્ન અર્થ કર્યા છે. કોઇ અર્થ કરે છે. "સુઅ-સતિ=સ્વસ્તિ, કલ્યાણ થાઓ" એ વાણી બ્રહ્મા આદિમાં ઉચ્ચારણ કરે છે. આથિ શબ્દના બે અર્થ, આદિ અને માયા. જેઓ માયા અર્થ ગ્રહણ કરે છે તેઓ કહે છે–પ્રથમ બ્રહ્માની ઉત્પત્તિ થઈ, ત્યાર પછી માયા થઇ. હે કલ્યાણ સ્વરૂપ! તમેજ પ્રથમ, તમારા થકી માયા, ત્યાર પછી વાણી, ત્યાર પછી બ્રહ્માદિ દેવતા સરજાયા છેઃ— એ પ્રકારે અર્થ પણ કરાય.

(૫) "સતિ સુહાણુ સદામનિ ચાઉ." સતિ=સત સ્વરૂપ. સુહાણુ=ચૈતન્ય સ્વરૂપ. સદામનિ ચાઉ=પ્રીતિ સ્વરૂપ સચ્ચિદાનંદ, બ્રહ્મનાં આ ત્રણ રૂપ ગુરૂ નાનકે વર્ણવ્યા છે.

(૬) શેષપંક્તિમાં "આપો જાણૈ" એનો અર્થ ભિન્ન ભિન્ન થાય. કોઇ અર્થ કરે છે કે, પોતાને મોટો માને, કોઈ અર્થ કરે છે જે મનમાં આણે કે મેં બધુ જાણ્યું છે.

અગૈનો અર્થ 'સંમુખે, પરંતુ ઘણાએ આ પૃથ્વી છોડી અપર લોકમાં' એમ અર્થ કર્યો છે.

## बाईसवी पउड़ी॰

पाताला पाताल लख आगासा आगास ।<br>
ओड़क ओड़क भाल थके वेद कहनि इक वात ।<br>
सहस अठारह कहनि कतेबा असुलू इकु धातु ।<br>
लेखा होइ त लिखिऐ लेखै होइ विणासु ।<br>
नानक वडा आखीऐ आपे जाणै आपु ॥ २२ ॥

## શબ્દાર્થ.

બાઇસબીં=બાવીસમી  પાતાલા પાતાલ=પાતાળના નીચે પાતાળ લખ=લક્ષ.  આગાસા આગાસ=આકાશની ઉપર આકાશ  ઉડક=અન્ત ભાલ=જોઈને થકે=થાકી જાય. વેદ=વેદ કહનિ=કહે ઇક વાત=એક વાત. સહસ અઠારહ=અઢાર સહસ્ર  કતેબા=પુસ્તક  અસુલુ=મૂળ, પ્રકૃત. ઇકુ=એક ધાતુ=વસ્તુ, બ્રહ્મ લેખા=લખવા હોઇત=માંડુ તો લિખિઐ=લખુ લેખૈ=લખાણ હોઈ=છે વિણાસુ=વિનાશ વડા=મોટા, મહાન આખીઐ=કહે આપે=પોતે જાણૈ=જાણે છે આપુ=પોતાને

## ભાવાનુવાદ.

લક્ષ લક્ષ પાતાળ છે; લક્ષ લક્ષ આકાશ છે. અન્ત ક્યા, અન્ત ક્યા, એ શોધતા બધા પરિશ્રાન્ત થયા. વેદ એ એક વાત જ કહે છે. અઢાર સહસ્ર પુરાણ કહે છે, મૂળ એક વસ્તુ બ્રહ્મ જ છે. લખવા માંડું તો લખી નાખું લખાય, પણ તે લખાણ તો વિનાશને અધીન છે. નાનક કહે છે તેમને માત્ર મહાન કહે. તે પોતે પોતાને જાણે છે અર્થાત્ કોઇ તેમને જાણી શકે નહિ.

(૧) વેદ કહનિ=વેદ કહે છે. "નિ" નો સ્વતંત્ર પાઠ કરવાથી એવો અર્થ પણ થાય કે વેદ એક વાત પણ કહી શકે નહિ.

(૨) કતેબાનો અર્થ પુસ્તક; મુસલમાન લોકોના કુરાન માટે આ શબ્દ સાધારણતઃ વપરાય છે.

(૩) ધાતુ=ધાતુ=મૂળ–બ્રહ્મસત્ત્વ છે.

(૪) "લેખૈ હોઇ વિણાસુ"=અગણ્યની ગણના શી રીતે સંભવે, એક બાજુ લખાય છે, બીજી બાજુએ બધા લખાણ લોપ થાય છે.

## तेवीसवी पउडी।

सालाही सालाह एती सुरति न पाइआ ।
नदीआ अतै वाह पवहि समुंदि न जाणिअहि ।
समुंद साह सुलतान गिरहा सेती मालु धन ।
कीडी तुलि न होवनी जे तिसु मनहु न वीसरहि ॥२३॥

### શબ્દાર્થ.

તેબીસબી=તેવીસમી સાલાહી=પ્રશંસાકારીઓ સાલાહ=પ્રશંસા કરે. એતિ=જરા પણ સુરતિ=પરિચય ન પાઇઆ=પામે નહિ નદીઆ=નદી. અતૈ=અને વાહ=પ્રવાહ પવહિ=પડે સમુંદિ=સમુદ્ર ન જાણિઅહિ=જાણે નહિ. સાહ સુલતાન=રાજા મહારાજા ગિરહા=ગિરિ, પર્વત સેતી=સમાન માલુ ધન=ધન સંપત્તિ કીડી=કીટ. તુલિ=તુલ્ય ન હોવની=થાય નહિ. જે=જે તિસુ=તેમને મનહુ=મનથી. ન વીસરહિ=વીસરે નહિ

### ભાવાનુવાદ.

પ્રશંસાકારીઓ સ્તોત્રદ્વારા તેમનું મહિમાગાન કરે છે કિન્તુ તેમના મહિમાનો એક જરાય પરિચય પામતા નથી નદી અને ક્ષુદ્ર ક્ષુદ્ર પ્રવાહ બધા સમુદ્રમા પડે છે કિન્તુ સમુદ્રનો અન્ત ક્યા તે જાણતા નથી. જો કોઇ સમુદ્ર સમાન મોટો રાજા હોય અને પર્વત સમાન ધન સંપત્તિનો અધિકારી હોય, કિન્તુ તે પણ એક કીટ સમાન નથી કે જે કીટ પોતાના હૃદયથી પ્રભુને વિસરતો નથી

(૧) ટરૂપ સાહેબે પ્રથમ પંક્તિનો અર્થ આમ કર્યો છે. મારૂં જરાય જ્ઞાન નથી જેથી તેમનું મહિમાગાન કરૂં. પંડિત પરમાનંદ અર્થ કરે છેઃ રે મન ! જ્યા સુધી બુદ્ધિ તેમનો પરિચય ન પામે ત્યાં સુધી તેમનું મહિમાગાન કર.

(૨) તૃતીય અને ચતુર્થ પંક્તિના જુદા જુદા અર્થ થાય. એક અર્થઃ—ઈશ્વર રાજાના રાજા છે. સમુદ્રવત્ અનંત

મહાન્, પર્વત સમાન તેમની ધન સંપતિ છે, મનુષ્ય તેમની સંમુખે એક કીટવત્ પણ નથી, જે કીટ તે મહાન્‌ને હૃદય-માથી વીસરતો નથી. દ્વિતીય અર્થઃ—જો કોઈ મનુષ્ય સમુદ્રનો રાજા બાદશાહનો બાદશાહ ( સુલતાન ) હોય અને પર્વત સમાન તેની ધનસમ્પત્તિ હોય તો પણ તેણે મનમાં કોઇપણ પ્રકારનું અભિમાન રાખવુ નહિ, કારણ તે કીટવત્ પણ નથી. જે કીટ ભગવાન્‌ને વીસરતો નથી. તૃતીય અર્થઃ-ભગવાન્ રાજા સમુદ્ર સમાન છે, તેમનો ભંડાર અસીમ છે, પર્વત સમાન તેની ધનસમ્પત્તિ છે, એ રીતે ભગવાન્‌ને જે સર્વદા મનમાં રાખે તે કીટની સમાન નથી. એને ઉચ્ચ પદવીની પ્રાપ્તિ થાય.

(૩) અમારા દેશના વેદાન્ત મત પ્રમાણે જ્યોતિમાં જ્યોતિ મળી જશે, જલમા જલ મળી જશે; એ મતનું સમર્થન ગુરૂ નાનકના આ વચનથી અનેક જણ કરે છે. એક બિન્દુ જળ સમુદ્રને શી રીતે જાણી શકે ? તેનો ઉદ્દેશ તે જલમા મળી જવુ. ભગવાન્‌નો અન્ત નથી. અમે રેણુ-વત્, કીટવત્, બિન્દુમાત્ર તેમના ગુણ ગાતા ગાતાં તેમાં મળી જઈએ.

## चौबीसवी पउडी.

अंतु न सिफती कहणि न अंतु ।  
अंतु न करणै देणि न अंतु ।  
अंतु न वेखणि सुणणि न अंतु ।  
अंतु न जापै किआ मनि मंतु ।  
अंतु न जापै कीता आकारु ।

अंतु न जापै पारा वारु ।
अंत कारणि केते बिललाहि ।
ताके अंत न पाए जाहि ।
एहु अंतु न जाणै कोई ।
बहुता कहीऐ बहुता होइ ।
वडा साहिब ऊचा थाउ ।
ऊचे उपर ऊचा नाउ ।
ए वडु ऊचा होवै कोइ ।
तिस ऊचे कउ जाणै सोइ ।
जे वडु आपि जाणै आपि आपि ।
नानक नदरी करमी दाति ॥ २४ ॥

## શબ્દાર્થ.

ચૌબીસર્બી=ચોવીસમી અતુ ન=અન્ત નથી સિફતી=ગુણુનો કહણિ=કહેવાથી ન અતુ=અન્ત નથી કરણૈ=કાર્યનો વા કરણાનો દેણિ=દાનનો વેખણી=જોવાનો સુણુણિ=સાભળવાનો ન જાપૈ=જાણી શકાય નહિ કિઆ=શું. મનિ મતુ=મનનો અભિપ્રાય, મત્રણા કીતા આકારુ=સૃષ્ટિ કરી છે પારાવારુ=આ પાર પેલે પાર અતકારણિ=અન્ત જાણુવા માટે કેલે=કેટલાય માણુસો. બિલલાહિ=વ્યાકુલિત ન પાએ જાહિ=પામી શકાય નહિ એહુ=એહ ન જાણૈ કોઇ=કોઇ જાણે નહિ બહુતા=ઘણું કહીએ=કહે હોઇ=બાકી રહે વડા=મોટા. સાહિબ=પ્રભુ થાઉ=સ્થાન ઊચા=ઉચ્ચ, ઊચે ઉપર=ઊંચાની ઉપર ઊચા નાઉ=ઉંચુ નામ એ વડુ ઊચા=એ કરતા ઊંચુ હોવૈ=હોય કોઇ=કોઇ, જો કોઇ હોય તિસ ઊચે કઉ=તે ઉચ્ચને જાણૈ સોઇ=તે જાણે જે=કેટલો. જાણૈ=જાણે આપિ આપિ=પોતે પોતાને નદરી=કૃપા દષ્ટિથી કરમી દાતિ=કૃપાલાભ કરે

## ભાવાનુવાદ.

પરમેશ્વરના ગુણુનો અન્ત નથી; તેમની વર્ણનાનોય અન્ત નથી, તેમના કાર્યનો અન્ત નથી; દાનનોય નથી. તેમને જોવા સાંભળવાનો

અન્ત નથી; તેમના મનનો શો અભિપ્રાય તેનો અન્ત જાણી શકાય નહિ. તેમની રચનાનો અન્ત પણ જાણી શકાય નહિ તેમની આ પાર પેલે પારનો અન્ત જાણી શકાય નહિ, અન્ત જાણવા માટે કેટલાય લોક આકુલ થઈ ભમે છે, તેમનો અન્ત પામી શકાય નહિ. એ અન્ત કોઈ જાણે નહિ, ઘણું કહ્યા પછી પણ ઘણું બાકી રહી જાય. પ્રભુ મોટો, તેમનું સ્થાન ઉચ્ચ, ઉચ્ચથી ઉચ્ચ તેનું નામ. એમના કરતા જો કોઇ ઊંચુ હોય તો તે ઉચ્ચને જાણી શકે. તે કેટલો મોટો તે પોતે જ જાણે છે. રે નાનક! તેમની કરુણા થકી બક્ષકૃપા પમાય ૨૪

શેષ પંક્તિના કેટલાક અર્થ.—( ૧ ) નાનક કહે છે તેમની કૃપાદષ્ટિ દ્વારા તે જીવને કર્મફળ આપે છે. (૨) નાનક કહે છે કૃપાદષ્ટિ દ્વારા અનુગૃહીત કરવાથી દાન પ્રાપ્ત થઈ જાય. ( ૩ ) નાનક કહે છે કૃપાદષ્ટિ દ્વારા જ બધા દાનલાભ કરે.

## पचसवी पउडी.

बहुता करम लिखिआ ना जाई।
बड़ा दाता तिलु न तमाई ।
केते मगहि जोध अपार ।
केतिआ गणत नही वीचारु ।
केते खपि तुटहि वेकार ।
केते लै लै मुकरु पाहि ।
केते मूरख खाही खाहि ।
केतिआ दूख भूख सद मार ।
एहि भि दाति तेरी दातार ।
बन्दि खलासी भाणै होइ ।

होद आखि न सकै कोइ ।
जे को खाइ कूआखणि पाइ ।
उंह जाणै जेतिआ मुहि खाइ ।
आपे जाणै आपे देइ ।
आखहि सभि केइ केइ ।
जिसनो बखसे सिफति सालाह ।
नानक पातसाही पातसाहु ॥ २५ ॥

## શબ્દાર્થ.

પચીસવી=પચ્ચીસમી બહુતા=ઘણી કરમ=કરુણા, દાન લિખિઆ=લખાણુ ના જાઇ=જાય નહિ. બડા=મોટા તિલુ=તલમાત્ર ન તમાઇ=લોભ નથી, તમોભાવ નથી કેતે=કેટલાય માણુસો મગહિ=ઇચ્છે છે, ભિક્ષા માગે છે જોવ=યોદ્ધા અપાર=અપાર કેતિઆ=કેટલા ગણુત=ગણુના. નહી વીચારુ=વિચારમા આવે નહિ કેતે=કેટલા ખપિ=નષ્ટ થઈ તુરહિ=ભગ્ન થાય વેકાર=નિષ્કર્મ, વિકારપ્રાપ્ત લૈ=લઇ મુકરુ પાહિ=અસ્વીકાર કરે મુરખ=મૂર્ખ ખાહી ખાહિ=ખાય છે કેતીઆ=કેટલા લોક દુખ=દુ ખ ભૂખ=ભૂખ સદમાર=સદા આઘાત ખાય છે એહિભિ=એ પણુ દાતિ=દાન તેરી=તમારૂ દાતાર=હે દાતા બન્દિ=બન્ધનમાથી ખલાસી=મુક્ત ભાણૈ=તમારી ઇચ્છાથી હોઇ=થાય હોરુ=બીજુ કઇ આખિ=બોલી નસકૈ=શકે નહિ કોઇ=કોઇ જે કો=જો કોઇ ખાઇ=ખાઇ, ભોગ કરી કૂઆખણિ=ખોટુ બોલે, અસ્વીકાર કરે પાઇ=પામે. ઉહ=તે જાણૈ=જાણે જેતિઆ=જેટલો મુહિ=મુખ ઉપર ખાઇ=ખાશે, આઘાત પામશે આપે=પોતે જાણૈ=જાણે છે આપે દેઈ=પોતે આપે છે આખહિ=કહે સભિ=બધુ કેઇ કેઇ=કોઇ કોઇ જિસનો=જેને બખસે=દાન આપી છે સિફતિ સાલાહ=મહિમા ગાનની શક્તિ પાતસાહી પાતસાહુ=બાદશાહનો બાદશાહ

## ભાવાનુવાદ

તેમની કરુણા વિસ્તીર્ણ છે, એ લખ્યાથી પૂર્ણ થાય નહિ. તે મોટા દાતા. તેમને તલમાત્ર તમોભાવ નથી ( અર્થાત્ પ્રતિદાનની

કંઇ પ્રત્યાશા નથી. ) તેમની પાસે કેટલાય શક્તિશાલી યોદ્ધાઓ પ્રાર્થના કરે છે. તેઓની સંખ્યા ગણી જાય નહિ. વળી કેટલાય માણુસ નિષ્કર્મ સ્થિતિમા ભગ્નપ્રાય પડયા છે ( જાણે ઊઠી શકતા નથી ) કેટલાય માણુસ એ રીતે દાન લઈ અસ્વીકાર કરે છે. કેટલાય મૂર્ખ કેવળ ખાય છે કેટલાય માણુસ સર્વદા દુ:ખ અને ક્ષુધાનો ક્લેશ સહ્યા કરે છે. હે દાતા ! એ બધુ તમારૂં દાન. ઇચ્છા થતા જ ઘણા બન્દિના બંધ છૂટે છે બીજાની 'કિન્તુ' કહેવાની કંઇ શક્તિ નથી. જો કોઇ દાનભોગ કરી નિન્દા કરે તો તે આઘાત પામશે. તે જાણુશે કે પોતાના મુખ ઉપર કેટલી લપડાકો પડી. તમે જાણો છો, તમે આપો છો, આમ બધા કહે છે; કિન્તુ યથાર્થ વિશ્વાસી કેટલા જણુ છે ! જેમને નિજ મહિમા વર્ણુન કરવાની શક્તિ દાન કરી છે, નાનક કહે છે, તે વ્યક્તિ રાજરાજેન્દ્ર. ૨૫

(૧) ભગવાન્ દાન આપે પરંતુ માણુસના જેવો તેમનો વ્યવહાર નથી, તેમણે જેમને કંઇ આપ્યુ છે તેમની પાસેથી તેના બદલામા કઈ પામવાની આશા રાખતા નથી આશા રાખવી તે દાનનો તમોભાવ.

(૨) તૃતીય અને ચતુર્થ પંક્તિમાં કહ્યું છે: કેટલાક લોક ભગવાન્‌ને દ્વારે પ્રાર્થના કરે છે. ચતુર્થ, પંચમ, ષષ્ઠ અને સપ્તમ પંક્તિમા જેઓ કદી પણ પ્રાર્થના કરતા નથી તેમની વાત કરે છે. તેની ગણુના થાય નહિ. ત્હેમા પ્રથમ જેઓએ વિષય વિકારે મત્ત થઈ શરીર મન નષ્ટ કર્યું છે, બીજા, જેઓ દાન પામી અસ્વીકાર કરે છે, ત્રીજા મૂર્ખાઓ જેઓ કેવળ ભોગ કરે છે અને ભગવાન્‌ને સંભારતા નથી, અને ચોથા, જેઓ ક્ષુધા અને કલેશકર યંત્રણા ભોગવે છે અને ભગવાન્‌ને શરણાપન્ન થતા નથી.

(૩) "બન્દિ ખલાસી ભાણૈ હોઇ" એનો અર્થ એમ પણ થાય કે, બન્ધન અને મુક્તિ એ બન્ધન અને મુક્તિ એ બન્ને તમારી ઇચ્છા ઉપર આધાર રાખે. એની પછીની પંક્તિનો અર્થ એ કે બીજા કોઈની પણ કંઈ વાત કહેવાની શક્તિ નથી.

(૪) "કૂઆખણિ" નો અર્થ ખોટું બોલવું, ભગવાનની નિન્દા કરવી, તેમનું દાન પામી અકૃતજ્ઞ થવું અથવા બધી વાતમાં તેનાં કાર્યો વિષે શંકા કરવી.

(૫) "આખહિ સભિ કેઇ કેઇ" બધામા કોઇ કોઇ એવા છે જેઓ સ્વીકાર કરે છે.

## छवीसवी पउड़ी.

अमुल गुण अमुल वापार।
अमुल वापारी ए अमुल भंडार।
अमुल आवहि अमुल लइ जाहि।
अमुल भाइ अमुला समाहि।
अमुलु धरम अमुलु दीबाणु।
अमुलु तुलु अमुलु परवाणु।
अमुलु बखसीस अमुलु नीसाणु।
अमुलु करम अमुलु फुरमाणु।
अमुलो अमुलु आखिआ न जाइ।
आखि आखि रहे लिवलाइ।
आखहि वेद पाठ पुराणा।
आखहि पड़े करहि वखिआणा।
आखहि बरमे आखहि इन्द।

आखहि गोपी तै गोविन्द ।
आखहि ईसर आखहि सिध ।
आखहि केते कीते बुध ।
आखहि दानव आखहि देव ।
आखहि सुरि नर मुनिजन सेव ।
केते आखहि आखणि पाहि ।
केते कहि कहि उठि उठि जाहि ।
एते कीते होरि करेहि ।
ता आखि न सकहि केइ केइ ।
जे वडु भावै तेवडु होइ ।
नानक जाणै साचा सोइ ।
जे को आखै बोलु विगाडु ।
ता लिखीऐ सिरि गावारा गावार ॥ २६ ॥

## શબ્દાર્થ

છવીસવી=છવ્વીસમી અમુલ=અમૂલ્ય, મૂલ્ય રહિત વાપાર=વહેપાર (વાણિજય), વ્યવહાર વાપારી=વહેપારી, વાણિજ્યકારી ભંડાર=ભંડાર આવહિ=આવે લઇ જાહિ=લઈ જાય ભાઇ=ભાવ સમાહિ=સમય, સન્તોષ, સહનશીલતા ધરમ=ન્યાય, ઇનસાફ દીબાણુ=ઇનસાફ થવાની અદાલત તુલુ=વજન પરવાણુ=માપ, પ્રમાણ બખસીસ=કૃપાનું દાન નીસાણુ=ચિન્હ. કરમ=દયા ફુરમાણુ = આદેશ અમુલોઅમુલુ=અમૂલ્યનુ અમૂલ્ય આખિઆ=કહ્યું આખિ આખિ=કહેતા કહેતા રહે=રહે લિવલાઇ=ધ્યાન મગ્ન. આખહિ=કહે પડે=પઢવુ, વાચવું કરહિ વખિઆણુ=વ્યાખ્યાન કરવુ બરમે=બ્રહ્મા ઇન્દ=ઇન્દ્ર ગોપી=ગોપીઓ ગોવિન્દ=કૃષ્ણ ઈસર=મહાદેવ સિધ=સિદ્ધ પુરૂષો કેતે=કેટલી કીતે=બનાવ્યા બુધ=બુદ્ધ, વા બુદ્ધિમાન વ્યક્તિ. દાનવ=દાનવ દેવ=દેવતા સુરિ=સુર, દેવતાઓ નર=મનુષ્ય મુનિ=મુનિ. જન=ભકત સેવ=સેવક આખણિ પાહિ=દૃષ્ટાન્તદ્વારા યત્ન કરે છે ઉઠિ ઉઠિ જાહિ=ચાલ્યા જાય વા મરી જાય એતે=આટલી. કીતે=કરી છે. હોરિ=

બીજી પણ કરેહિ=કરો છો. તા=તે આખિ ન સકહિ=કહી શકાય નહિ
કેઇ કેઇ=કોઇક જેવડુ=જેટલા મોટા. ભાવૈ=ઇચ્છા થાય તેવડ઼ હોઇ=તેટલા
મોટા થાઓ નાનક જાણૈ=નાનક જાણે છે સાચા સોઇ=તેજ સત્ય
જે કો=જે કોઇ આખૈ=કહે બોલુ=વાત વિગાડુ=મિથ્યા તા=તેની
લિખીઐ=લખી આપે સિરિ=મસ્તકમા ગાવારા ગાવાર=મૂર્ખમા મૂર્ખ

## ભાવાનુવાદ.

અમૂલ્ય તમારા ગુણ, તે ગુણનો વ્હેપાર પણ અમૂલ્ય તેના વ્હેપારીઓ પણ અમૂલ્ય, રત્ન ભંડાર અમૂલ્ય અમૂલ્ય તેઓ કે જેઓ એ વ્હેપાર કરવા આવે છે અને જે ધન લઈ જાય તે પણ અમૂલ્ય. તેઓનો હૃદયપ્રેમ પણ અમૂલ્ય, તેઓનુ ધૈર્ય પણ અમૂલ્ય. (તમારા) ઈન્સાફ પણ અમૂલ્ય અને અદાલત પણ અમૂલ્ય એ તુલાદંડ (ત્રાજવાની દાંડી) અમૂલ્ય, માપ પણ અમૂલ્ય, કૃપાદાન પણ અમૂલ્ય અને બહારનું ચિન્હ પણ અમૂલ્ય. દયા અમૂલ્ય અને આદેશ અમૂલ્ય. અમૂલ્યમા પણ અમૂલ્ય તે વાક્યમા કહ્યુ જાય નહિ. અમૂલ્ય અમૂલ્ય કહી હાર માની મુખ બંધ કરી કોઇ કોઇ નિસ્તબ્ધ થઈ રહે. વેદપાઠ અને પુરાણપાઠ એ બધી તો મ્હોઢાની વાતો; વાચવું અને વ્યાખ્યાન કરવુ તે પણ મુખથી જ વાતો કહેવાની. બ્રહ્મા કહે છે, ઇન્દ્ર કહે છે, ગોપીઓ કહે છે, કૃષ્ણ કહે છે, શિવ કહે છે, સિદ્ધ જોગીઓ કહે છે, બીજા પણ ઘણા બુદ્ધ જેઓને સરજ્યા છે તે કહે છે, નારદ કહે છે, દેવતાઓ કહે છે સુર નર મુનિજન સેવકો કહે છે. કેટલાકો બોલવાની શક્તિ મેળવી બોલે છે. કેટલાકો બોલતા બોલતા ચાલ્યા જાય છે આટલી સૃષ્ટિ કરી છે, બીજી પણ કરો છો, કિન્તુ કોઇ જ કહેવા સમર્થ નથી જે તમે શા પ્રકારના છો? તમારી જેટલા મોટા થવાની ઇચ્છા હોય એટલા મોટા થઈ જાઓ. નાનક જાણે છે કે તે જ સત્ય. જો કોઇ અન્ય પ્રકારે ઉલટી વાત કહે તો તેના મસ્તક ઉપર લખી આપુ કે તે મૂર્ખમાં મૂર્ખ.

(૧) પાછલી પઉડીમાં કહેવાયું છે કે જેઓ ભગવાનની કૃપા પામે તેઓ મનુષ્યમાં રાજ રાજેન્દ્ર. આ પઉડીમાં તેઓની ધનસંપત્તિ શી અને કારભાર શા પ્રકારનો તે કહે છે.

(૨) "અમૂલ" એનો અર્થ અમૂલ્ય; એક જણે અર્થ કર્યો છે અનાદિ, વળી બીજા એક જણે અર્થ કર્યો છે વિના મૂલ્યે પ્રાપ્ત થઈ જાય. સાધારણ અર્થ અમૂલ્ય જ ગ્રહણ કરવો ઉચિત છે.

(૩) વાપારનો અર્થ વ્યાપાર, વ્યવસાય, વાણિજ્ય અને જીવનના વ્યવહાર. વાપારીનો અર્થ વાણિજ્યકારી, વ્યવસાયી. જીવનમા આ ધર્મધનનો વ્યવહાર કોણ કરે? જે ભક્ત હોય તે કરે. અને એ ભક્તનો વ્યવસાય (કારભાર) કયા થાય? ગુરૂ નાનકે કહ્યું છે ભક્ત મંડળીમા સત્સંગે. ભક્તો ભગવત્સન્નિધાને આવી શું લઈ જાય? "સમાહિ"= સમતા, સંતોષ, ધૈર્ય, પ્રેમ.

(૪) "તા આખિ ન સકહિ કેઇ કેઈ" આના જુદા જુદા અર્થ થઈ શકે. એક અર્થઃ—કોઇ વિરલ વ્યક્તિ પણ કહી શકે નહિ. વળી બીજો એક અર્થઃ—"કઈ કઇ" તમે કેવા છો તે કોઇ પણ કહી શકે નહિ.

(૫) "નાનક જાણે સાચા સોઈ" તેના પણ જુદા જુદા અર્થ થાય.

(ક) નાનક જાણે છે કે તે સત્ય સ્વરૂપ.

(ખ) નાનક કહે છે તે જ સત્ય સ્વરૂપ પોતાને જાણે છે.

(૮) નાનક કહે છે જેણે તેને જાણ્યો છે તે સત્ય થયો છે.

(૯) વિગાડુ શબ્દના અર્થ-પરિવર્તિત, (બદલાઈ ગયેલું), અશુદ્ધ, નષ્ટ, મિથ્યા. સત્ય શિવાય બીજું જે કંઈ કહેવાય એ મિથ્યા. જે કોઈ બીજી વાત કરે તો તે અજ્ઞમાનો અજ્ઞ. ગાવારનો ખરો અર્થ ગ્રામવાસી, ગ્રામ્ય, અસભ્ય, મૂર્ખ.

## सताइसवी पउडी.

सो दरु केहा सो घरु केहा जितु बहि सरब समाले ।
वाजे नाद अनेक असखा केतेवावणहारे ।
केते राग परी सिउ कहीअनि केते गावणहारे ।
गावहि तुहनो पउणु पाणी बैसन्तरु गावै राजा धरमुदुआरे ।
गावहि चितुगुपतु लिखि जाणहि लिखि लिखि धरमु वीचारे ।
गावहि ईसरु बरमा देवी सोहनि सदा सवारे ।
गावहि इन्द इन्दासणि बैठे देवतिआ दरि नाले ।
गावहि सिध समाधि अन्दर गावन साध विचारे ।
गावनि जती सती सन्तोखी गावहि वीर करारे ।
गावनि पंडित पडन रखीसर जुगु जुगु वेदा नाले ।
गावहि मोहणीआ मनु मोहनि सुरगा मछ पइआले ।
गावनि रतन उपाए तेरे अठसठि तीरथ नाले ।
गावहि जोध महाबल सूरा गावहि खाणी चारे ।
गावहि खंड मंडल वर भंडा करि करि रखे धारे ।
सेई तुधु नो गावहि जो तुधु भावनि रते तेरे भगत रसाले ।
होरि केते गावनि से मैं चिति न आवनि नानकु किआ वीचारे ।
सोई सोई सदा सचु साहिबु साचा साची नाई ।
है भी होसी जाइ न जासी रचना जिनि रचाई ।

रंगी रंगी भाती करकर जिनसी माइआ जिन उपाई ।
कर कर वेखै कीता आपणा जिव तिसदी वडिआइ ।
जो तिसु भावै सोई करसी हुकमु न करणा जाइ ।
सो पातिसाहु साहा पातिसाहिब नानक रहणु रजाई ॥२७॥

## શબ્દાર્થ.

સતાઇસવી=સત્તાવીસમી સો=તે દરુ=દ્વાર કેહા=કર્યાં. ઘરૂ=ઘર. જિતુ=જ્યા બહિ=બેસી સરબ=બધું સમાલે=સંભાળે છે વાજે=વાગે છે. નાદ=શબ્દ અનેક અસંખા=અનેક અસંખ્ય કેતે=કેટલાય વાવણુ હારે=વગાડનારા. રાગ=રાગ પરી=રાગની સ્ત્રી, રાગિણી સિઉ=સહિત કહીઅનિ=કહે છે. ગાવણુહારે=ગાયક ગાવહિ=ગાય છે તુહનો=તમને. પઉણુ=પવન પાણી=પાણી બૈસન્તરુ=અગ્નિ. રાજા ધરમુ=ધર્મ રાજા. દુઆરે=દ્વારે ચિતુગુપતુ=ચિત્રગુપ્ત લિખિ જાનહિ=લખી જાણે ધરમુ વિચારે=ધર્મના વિચાર કરે ઈસરુ=શિવ. બરમા=બ્રહ્મા દેવી=દેવી. સોહનિ=સુન્દર સદા સવારે=સર્વદા શોભમાના ઇન્દ=ઇન્દ્ર ઇન્દાસણી=ઇન્દ્રાસને બૈઠે=બેસી. દેવતિઆ નાલે=દેવતાઓ સહિત. દરિ=દ્વારે. સિધ=સિદ્ધ પુરૂષો સમાધિ અન્દર=સમાધિસ્થ થઈ સાધ=સાધુ. વિચારે=ગરિબ, વિનચી જતી=યતિ સતી=સત્યવાદી સન્તોખી=સન્તોષી. વીર કરારે=મહાવીર પુરૂષો. પંડિત=પંડિત પડન=પાઠ કરી રખીસર= ૠષીશ્વર. જુગુ જુગુ=યુગ યુગ વેદા નાલે=વેદપાઠ સહિત મોહણીઆ= મોહન કારિણીઓ મનુ મોહનિ=મન મુગ્ધ કરી સુરગા=સ્વર્ગે. મછ= મૃત્યુલોકે પઇઆલે=પાતાળે રતન=રત્ન. ઉપાએ તેરે=તમે સરજેલ. અઠસઠિ=અડસઠ તીરથ=તીર્થ. નાલે=સહિત જોધ=યોદ્ધા મહાબળ= મહા બળવાન સૂરા=શૂરવીર. ખાણીચારે=ચાર ખાણ્ય, ચાર જીવયોનિ. ખંડ=ખંડ મંડલ=મંડળ. વરભંડા=બ્રહ્માણ્ડ કરિ કરિ=સૃષ્ટિ રચી રખે ધારે=ધારણ કરી રાખી છે સેઇ=તેઓ જ તુધુનો=તમને જો=જેઓ. તુધુ=તમને. ભાવનિ=પ્રીતિ કરે રતે=રંજિત તેરે=તમારા ભગત=ભક્ત. રસાલે=રસયુક્ત, પ્રેમિક હોરિ કેતે=બીજા પણ ઘણાં સેમે=એ મારા ચિતિ ન આવનિ=મનમા આવતા નથી. કિઆ વીચારે=શું વર્ણવું સોઇ સોઇ=તે જ તે (પરમેશ્વર). સદા=સદા. સચુ=સત્ય સાહિબુ=પ્રભુ

સાચા=સત્ય. સાચી નાઇ=નામ સત્ય હૈભી=વર્તમાને છે હોસી=ભવિષ્યમા રહેશે જાઈ=થઈ ગયુ છે (ભૂતકાળમા) ન જાસી=જશે નહિ રચના=સૃષ્ટિ જિનિ રચાઈ=જેણે રચી છે રગી રગી=ભિન્ન ભિન્ન વર્ણની ભાતી=ભિન્ન ભિન્ન પ્રકારની કરકર=સૃષ્ટિ કરી જિનસી=સામગ્રી. માઇઆ=માયા જિનિ=જેમણે ઉપાઈ=ઉત્પન્ન કરી વેખૈ=જુઓ છો. કીતા આપણા=આપણુ કૃત જિવ=જે પ્રકારે તિસદી=તેનું. વડીઆઇ=મહત્વ. જો=જે તિસુ ભાવૈ=તેમની ઇચ્છા થાય સોઇ=તે જ. કરસી=કરશે હુકમુ=આદેશ, આજ્ઞા ન કરણા જાઈ=કર્યું કામ લાગે નહિ સો=તે પાતિસાહુ=બાદશાહ સાહા=પ્રભુ. પાતિ સાહિબ=રાજરાજેન્દ્ર. રહણુ=છે રજાઇ=કહ્યામા, સતુષ્ટ

## ભાવાનુવાદ.

તે દ્વાર ક્યા, તે ગૃહ કયા, જ્યા બેસી તમે તમારી સૃષ્ટિની રક્ષા કરો છો. અનેક અસખ્ય વાદ્ય વાગે છે, કેટલાય વાદ્યકારી બેઠા છે કેટલીય રાગ-રાગિણી સહિત કેટલાય ગાયક ગાન કરે છે. તમારા ગુણ પવન, પાણી, અગ્નિ ગાય છે. ધર્મરાજ તમારા દ્વારે ગાય છે ચિત્રગુપ્ત જે લખી જાણે છે અને જેમના લખાણને અનુરૂપ ધર્મરાજ વિચાર કરે છે તે પણ ગાય છે શિવ, બ્રહ્મા અને સર્વદા શોભમાના સુન્દરી દેવીગણ ગાય છે. ઇન્દ્ર ઇન્દ્રાસને બેસી દેવતાઓ સહિત તમારે દ્વારે ગાય છે. સિદ્ધ પુરૂષ સમાધિ-યુક્ત થઈ ગાય છે. વિનયી સાધુઓ ગાય છે યતિ, સત્યવાદીઓ, સંતોષીઓ, બળશાળી વીરો ગાય છે, પડિત ઋષીશ્વર યુગે યુગે વેદ-પાઠ સહિત ગાય છે. સુન્દરી મનમોહનીઓ સ્વર્ગે મૃત્યુ લોકે અને પાતાળે ગાય છે જે સકલ રત્ન તમે ઉત્પન્ન કર્યા છે તે અડસઠ તીર્થ સહિત ગાય છે. યોદ્ધાઓ મહાબળ સુરગણો ગાય છે સમસ્ત જીવ જન્તુ ગાય છે. ખડ મડલ બ્રહ્માડ રચી જે ધારણ કરે છે તે પણ ગાય છે. તે તમને ગાય જે તમારા ભાવમા મગ્ન હોય. તમારા રસિક ભક્તો તમારામા અનુરક્ત થઈ ગાય છે. બીજા પણ

ઘણુા લોક ગાય છે, જેઓની વાત હું મનમા પણ લાવી શકતો નથી. નાનક શુ વર્ણવે ? તમે છો, તમે સદા સત્ય, તમે સત્ય પ્રભુ, તમારૂ નામ સત્ય. વર્તમાને તમે, ભવિષ્યમા રહેશો તમે, અતીતમા હતા તમે, ક્યારેય ગયા નથી, જશો નહિ તમે જ બધી રચના રચી છે. તમે ભિન્ન ભિન્ન વર્ણે ભિન્ન ભિન્ન સાજે સકલ સામગ્રી સજાવી છે. તમે તમારી માયા ઉત્પન્ન કરી છે. તમે સૃષ્ટિ કરી પોતાની સૃષ્ટિ પોતેજ દેખો છો જે તમારૂ અભિપ્રેત તેજ કરો છો. બીજાને તેમા બોલવાનો અધિકારે નથી. નાનક કહે છે તમે બાદશાહ-ના બાદશાહ, બધુય તમારી ઇચ્છાને અધીન. ૨૭

(૧) "ગાવૈ રાજા ધરમુ દુઆરે" એનો અર્થ—ધર્મરાજ (યમ) ન્યાયાધીશ તમારે દ્વારે બેસી તમારો મહિમા ગાન કરે છે. ચિત્રગુપ્તનું કાજ બધાના કર્મ લખવાનુ જે લખાણુને અનુસરીને ધર્મરાજ ન્યાય કરે છે. ગુરૂ નાનક કહે છે, કેટલાય યમ કેટલાય ચિત્રગુપ્ત આ કાર્ય કરે છે. બધુ જ તમારી ઇચ્છાધીન. મૈકોલીફ સાહેબે લખ્યું છે જે સીખો ચિત્ર અને ગુપ્ત એ બે વ્યક્તિ હ્રયને માને છે. ચિત્ર જે પ્રકાશિત કાર્ય લખે અને ગુપ્ત અપ્રકાશિત કાર્ય લખી રાખે. ગુરૂ નાનકે આ બધી સૂક્ષ્મતાનો અનુભવ કર્યો છે કે નહિ એ સંદેહની વાત છે. પ્રચલિત સકળ દેવદેવી અને લોકોના વિશ્વાસાનુસાર બધાનાં નામનો ઉલ્લેખ કરી કહે છે જે પ્રભુદ્વારે એ બધાય અવસ્થિત છે.

(૨) "ખાણી ચારે" ચાર પ્રકારના જીવ જેવા કેઃ—(૧) ઉદ્ભિજ્જ. (૨) જરાયુજ. (૩) સ્વેદજ. (૪) અન્ડજ.

(૩) "જાઈ ન જાસી" એના ભિન્ન ભિન્ન અર્થ થાય. એક અર્થ—તે ગયા છે તથાપિ જાણુતા નથી; બીજો

એક અર્થ તેમને જાણ્યા જાય નહિ. તૃતીય, પૃથ્વી જશે કિન્તુ જેમણે રચી છે તે નહિ જાય

(૪) શેષ પંક્તિના અર્થમા પણ મતભેદ છે. ભગવાન્ રાજરાજેન્દ્ર, બધું તેની ઇચ્છાને અધીન, ત્હેને બદલે કોઈ કોઈ અર્થ કરે છે કે, જેઓ ભગવાન્‌ને અધીન તેઓ રાજરાજેન્દ્ર.

## अठाइसवी पउडी.

मुन्द्रा सन्तोखु सरम पतु झोली धिआनकी करहि बिभूति।
खिन्था कालु कुआरी काइआ जुगति डंडा परतीति ।
आई पन्थी सगल जमाती मनि जीतै जगु जीतु ।
आदेसु तिसै आदेसु ।
आदि अनीलु अनादि अनाहति जुगु जुगु एको वेसु ॥२८॥

### શબ્દાર્થ.

અઠાઇસવી=અઠ્ઠાવીસમી મુન્દ્રા=મુદ્રા, કાનના કુણ્ડલ સન્તોખુ=સંતોષ. સરમ પતુ=લજ્જા અને વિનય. ઝોલી=ઝોળી. ધિઆનકી=ધ્યાન. કરહિ=કર. બિભૂતિ=ભભૂતિ. ખિન્થા=કંથા (યોગીની કફની). કાલુ=મૃત્યુ. કુઆરી=કુંવારી કન્યા. કાઇઆ=કાયા, શરીર જુગતિ=યુક્તિ, ઉપાય ડંડા=દંડ પરતીતિ=વિશ્વાસ. આઈપન્થી=શ્રેષ્ઠ પન્થ. સગલ જમાતી=સકળ મંડળી. મનિ જીતે=મન જીતવાથી. જગુ જીતુ=જગ જીતાય. આદેસુ તિસૈ આદેસુ=યોગીઓનું નમસ્કારનું સંભાષણ; નમસ્કાર તેમને નમસ્કાર. આદિ=આદિ. અનીલુ=વર્ણરહિત. અનાદિ=આદિરહિત. અનાહતિ=અવિનશ્વર જુગુ જુગુ=યુગે યુગે. એકો વેસુ=એક વેશ, એક જ આકારે અવસ્થિત.

### ભાવાનુવાદ.

યોગીઓનો બહારનો વેશ નિરર્થક (એ સમજાવવા માટે) કહે છે: સન્તોષ કાનની મુદ્રા; લજ્જા અને વિનય ઝોળી; ધ્યાનને

અંગની વિભૂતિ બનાવ. મૃત્યુની કન્થા ધારી, પવિત્ર ચરિત્ર બ્રહ્મચર્ય અવસ્થાવાળી તારી કાયાને, વિશ્વાસનો યુક્તિ દંડ બનાવ માનવ-સમાજજ શ્રેષ્ઠ મંડલી મન જીતવાથી જગત જીતાય. પરમેશ્વર આદિ અવર્ણું અનાદિ અવિનશ્વર યુગે યુગે એક વેશધારી, નમસ્કાર તેમને નમસ્કાર. ૨૮.

(૧) ગુરૂ નાનકના સમયમાં યોગીઓ પરમ ધાર્મિક ગણાઈ પ્રસિદ્ધ થયા હતા. પ્રોફેસર જોધસિંહ કહે છે જે તે સમયે પ્રાય સમસ્ત પંજાબ યોગીઓનું અનુવર્તી થયું હતું. તેઓનો બહારનો કેટલોક શણગાર હતો. એ ધારણ ન કર્યે કોઈ યોગી તરીકે ઓળખાતા નહિ તેથી એ યોગીઓ યથાર્થ ધર્મલાભ કરતા નહિ. પરમેશ્વર સાથે તેઓનો સંબંધ હોય નહિ, બાહ્યાડમ્બરથી જ જીવન જીવતા. એઓનાં ચિન્હ શા શા હતાં—

૧. કાનની વચમાં વેહ પાડી એક મોટી મુદ્રા (Ring) પહેરતા. ૨. એક ઝોળી હોય. ૩. ભસ્માચ્છાદિત અંગ. ૪. કન્થા, ૫. હાથમાં એક દંડ. ૬. પોતાને શ્રેષ્ઠ મંડળીના માણસ તરીકે ઓળખાવે, એ શ્રેષ્ઠ પન્થનું નામ "આઇ-પન્થી" હતું. ૭. મુખમાંથી વારે વારે બૂમ પાડી બોલે "આદેશ! આદેશ!"

ગુરૂ નાનક આ બધાં ચિન્હની વિરુદ્ધ હતા એ માટે ધાર્મિકના લક્ષણ યોગીઓના ચિન્હને અનુરૂપ કરી કહ્યાં.

(૨) "ખિન્થા કાલુ કુઆરી કાઈઆ" એ પદના ભિન્ન ભિન્ન અર્થ થયા છે. જેવા કે:—

(१) કાયા કુમારી કન્યા, કાલની સાથે તેનો વિવાહ નક્કી થયો છે, તે સર્વદા એ સંબંધી ચિન્તાવડે આવેષ્ટિત રહે છે, જેમ યોગીઓ કન્થા વડે પોતાનું શરીર ઢાંકી રાખે છે તેમ.

(૨) કાયા કાલનો એક કોળીયો અન્ન છે, એવી ચિન્તાની કન્થા અર્થાત્ અંગાચ્છાદન કર.

(૩) બિહારીલાલ યુક્તિને આ પદની સાથે એકત્ર કરી કહે છે જે યુક્તિ અર્થાત્ ચિન્તાને હજી સુધી જે કુમારી અર્થાત્ કાળની સાથે વિવાહ થયો નથી તે કાયાની કન્થા કર.

(૪) "આઈપન્થી" આઈ નામે ગોરખનાથની એક શિષ્યા હતી, તેના નામથી એક પંથ (મંડળી) પ્રસિદ્ધ થઈ છે, એ મંડળીનુ નામ આઈપન્થી, પરમેશ્વરનો સાક્ષાત્કાર થયો છે તે માટેનો આઈ સંજ્ઞાનો જે શ્રેષ્ઠ પંથ તે "આઈપન્થી સગળ જમાતી" Universal Brotherhood ને પ્રગટ કરે છે.

ટમ્પ સાહેબ કહે છે યોગીઓના દ્વાદશ સંપ્રદાયમાં એક સંપ્રદાયનું નામ આઈપન્થી, તેઓની સાધના "To live without enmity with all men" (સર્વ મનુષ્યો સાથે કલેશ રહિત રહેવુ) એ હતી.

## उनतीसवी पउड़ी।

भुगति गिआनु दइआ भंडारणि घटघट वाजहि नाद ।
आपि नाथु नाथी सभ जा की रिधि सिधि अवरासाद ।

संजोगु विजोगु दुइ कार चलावहि लेखे आवहि भाग ।
आदेसु तिसै आदेसु ।
आदि अनीलु अनादि अनाहति जुगु जुगु एको वेसु ॥२९॥

### શબ્દાર્થ.

ઉનતીસવી=ઓગણત્રીસમી. ભુગતિ=ભોજન ગિઆનુ=જ્ઞાન દઇઆ=દયા. ભ ડારણિ=ભ ડારી ઘટ ઘટ=ઘટ ઘટ વાજહિ=વાગે છે નાદ=શબ્દ આપિ નાથુ=પોતે જ નાથ નાથી=વીધનાર. સભ જાકી=સકલ સ્થાનના, બધાના રિધિ=રિદ્ધિ. સિધિ=સિદ્ધિ અવરા=જુદા પ્રકારનો સાદ=સ્વાદ સ જોગુ=સ યોગ વિજોગુ=વિયોગ. દુઇ=બે કાર=કર્મ ચલાવહિ=ચલાવે છે લેખે=લખ્યા પ્રમાણે. આવહિ=આવે ભાગ=ભાગ.

### ભાવાનુવાદ.

જ્ઞાન તે ભોજન સામગ્રી, દયા તે ભ ડારી. ઘટ ઘટ અથવા પ્રત્યેકના અન્તરમા ઘ ટા વાગે છે (આહાર માટે બૂમ પડે છે) સ્વય નાથ સકલ સામગ્રીના સ્વામી, તેની સાથે યુક્ત થવુ એ જ કર્મ. રિદ્ધિ સિદ્ધિનો સ્વાદ જુદા જ પ્રકારનો છે. સ યોગ વિયોગ બે કામ નિર તર ચાલે છે જેના ભાગે જે આવે તે નમસ્કાર તેમને નમસ્કાર જે આદિ અવર્ણ્ અનાદિ અવિનશ્વર યુગે યુગે જેનો એક જ આકાર ૨૯.

(૧) યોગીઓમા એવી વ્યવસ્થા પ્રચલિત છે કે તેઓ પોતે પોતાના આહાર માટે સ ચય કરે નહિ. ખાવા વખતે ઘ ટ વાગે અને બધાને ખાવાનુ મળે. એ રીતની વ્યવસ્થાને "ભાણ્ડારા" કહે છે. હજી પણ બધા સાધુઓમાં એ વ્યવસ્થા પ્રચલિત જોવામા આવે છે. હૃષીકેશ ગયેથી આ પ્રત્યક્ષ થાય છે. ગુરૂ નાનક આધ્યાત્મિક ભાણ્ડારાની વાતો

કહે છે. ઘટ ઘટનો એટલે પ્રત્યેક વસ્તુમાં વા પ્રત્યેક આત્મામા. રિદ્ધિ સિદ્ધિ બીજાઓને માટે, ભક્તને માટે નહિ. તેથી તુએ છોડ એ અર્થ, અથવા રિદ્ધિ સિદ્ધિનો સ્વાદ જુદા પ્રકારનો, અથવા રિદ્ધિ સિદ્ધિ ભક્તધામનો સ્વાદ નથી; બીજા માટે અર્થાત્ સંસારના લોકો માટે છે; ભક્તને માટે નથી.

(૨) સંજોગ વિજોગ ઇત્યાદિ. એ પંક્તિના કેટલાક અર્થ –

(ક) સંયોગ=યુક્ત થવું કોઈ વસ્તુ મેળવવી (Union); વિયોગ=વિયુક્ત થવું, કોઈ વસ્તુથી અળગું થવું, Separation; એ બે ભગવાન્‌ના ચેલા (શિષ્ય) એનાથીજ કામ ચલાવે છે, જેનાં ભાગે જ્યારે જે આવ્યુ તે. ક્યારેક વસ્તુ મળે છે ક્યારેક તે થકી વિયુક્ત થવાય છે.

(ખ) આ પૃથ્વીમા બે કર્મ છે સંયોગ કર્મ અને વિયોગ કર્મ; અદૃષ્ટના લખ્યા પ્રમાણે એ બે પ્રાપ્ત થશે; જે જેના અદૃષ્ટમા હશે તેમ.

(ગ) વિયોગ=તેનાથી દૂર જવુ, સંયોગ=તેની સાથે યુક્ત થવુ, વિયોગમાથી સંસારયાત્રા આરંભાઈ છે તેની સાથે યુક્ત થવુ એ જ ઉદ્દેશ. સંસાર એ મધ્યવર્તી સ્થાન, એ ઠેકાણે આ સંયોગ અને વિયોગનું કામ ચાલે છે. લખ્યા પ્રમાણે મનુષ્ય પામે છે. તેની પોતાની કંઇ જ શક્તિ નથી.

ੴ

# तीसवी पउड़ी.

एका माइ जुगति विआइ तिनि चेले परवाणु ।
इकु संसारी इकु भंडारी इकु लाए दीबाणु ।
जिव तिसु भावै तिवै चलावै जिव होवै फुरमाणु ।
ओहु वेखै उना नदरि न आवै बहुता एहु विडाणु ।
आदेसु तिसै आदेसु ।
आदि अनीलु अनादि अनाहति जुगु जुगु एको वेसु ॥३०॥

## શબ્દાર્થ.

તીસવી=ત્રીસમી એકા=એક માઇ=માતા, પરમ માતા માયા. જુગતિ=ઇચ્છા દ્વારા વિઆઇ=પ્રસવ કર્યો, ઉત્પન્ન કર્યું તિનિ ચેલે=ત્રણ શિષ્ય, વા સંતાન પરવાણુ=પ્રસિદ્ધ. ઇકુ સંસારી=એક જણ સંસાર માંડે. ઇકુ ભંડારી=એક જણ રક્ષા કરે ઇકુ=એક જણ લાએ દીવાણુ=અદાલત ભરી ઇનસાફ કરે લાએ દી=લય કરવાથી. બાણુ=શકિત જિવ=જે પ્રકારે તિસુ ભાવૈ=તેને ગમે તિવૈ=તે પ્રકારે ચલાવૈ=ચલાવે છે જિવ=જે પ્રકારે હોવૈ=થાય ફુરમાણુ=આજ્ઞા. ઉહુ=તે વેખૈ=જુએ ઉના=તેમને નદરિ ન આવૈ=નજરે આવે નહિ બહુતા=મોટું. એહુ=એ વિડાણુ=આશ્ચર્ય

## ભાવાનુવાદ.

પરમ માતા એક જનનીએ ઇચ્છાથી જગત ઉત્પન્ન કર્યું છે, તેના ત્રણ સન્તાન પ્રસિદ્ધ છે. એક જણ સંસાર સૃષ્ટિ કરે છે, બીજો એક જણ રક્ષા કરે છે અને ત્રીજો ઇનસાફ કરી નાશ કરે છે. જે પ્રકારે તે માતાની ઇચ્છા તે પ્રકારે ચલાવે છે, તેઓને જેવી આજ્ઞા મળે તે રીતે કરે છે તે બધાને જુએ છે, તેમને કોઇ જોઈ શકતું નથી, એ જ મોટું આશ્ચર્ય નમસ્કાર તેમને નમસ્કાર. તે આદિ અવર્ણું અનાદિ અવિનશ્વર યુગે યુગે એક જ આકારે અવસ્થિત. ૩૦

(૧) એક બ્રહ્મ છે તેમાથી માયા ઉત્પન્ન થઈ એ માયાદ્વારા બ્રહ્મે ત્રણ શક્તિ ઉત્પન્ન કરી. બ્રહ્મ પિતા, માયા માતા, એ માતા પિતાના સતાન બ્રહ્મા, વિષ્ણુ, મહેશ. એ પ્રચલિત મતને સાચવીને ગુરૂ નાનકે ઉપદેશ કર્યો છે કે બ્રહ્મ જ બધુ; તેમને નમસ્કાર.

## इकतीसवी पउडी.

आसणु लोइ लोइ भंडार ।
जो किछु पाइआ सु एकावार ।
करि करि वेखै सिरजणहारु ।
नानक सचेकी साची कार ।
आदेसु तिसै आदेसु ।
आदि अनीलु अनादि अनाहति जुगु जुगु एको वेसु ॥३१॥

### શબ્દાર્થ.

ઇકતીસવી=એકત્રીસમી. આસણુ=સ્થાન. લોઇ=લોકે, ભુવનમા ભડાર=ભડાર. જો કિછુ પાઇઆ=જે કઇ રાખ્યુ છે. સુ=તે એકવાર=એકી સાથે કરિ કરિ=કરી કરી વેખૈ=જુએ સિરજણહારૂ= સરજનહાર, સૃષ્ટિ કર્તા સચેકી=સત્ય પુરૂષનુ. સાચી=સત્ય કાર=કાર્ય

### ભાવાનુવાદ.

ભુવન ભુવને તેના આસન અને ભડાર છે. તે ભડારમા જે કઇ રાખવાનું તે એકી વખતે રાખી દીધુ છે. સૃષ્ટિકર્તા રચના રચી નજરે સૃષ્ટિ જુએ છે રે નાનક ! સત્ય પુરૂષની સત્ય સૃષ્ટિ. નમસ્કાર તેમને નમસ્કાર; તે આદિ અવર્ણ અનાદિ અવિનશ્વર, યુગે યુગે તેનો એક જ આકાર ૩૧

(૧) પરબ્રહ્મનું આસન અને ભંડાર સર્વ ભુવનમાં છે. એક ભુવનમા નિયંત્રિત નથી. લોઈ લોઇનો અર્થ કેટલાક આમ કરે છે:—આલોક એટલે જ્યોતિ તે જ તેમનુ આસન અને આલોક જ તેમનો ભંડાર.

(૨) "પાઈઆ સુ એકાવાર" સૃષ્ટિને પૂર્વે જ જે આપવાનું છે તે આપ્યુ છે. વળી પ્રારબ્ધવાદીઓ અર્થ કરે છેઃ–જેના ભાગ્યમા જે છે તે પૂર્વથી જ નિર્દિષ્ટ થયું છે.

## बतीसवी पउडी.

इकदू जीभो लख होहि लखहोवहि लखवीस ।
लखु लखु गेडा आखीअहि एकु नामु जगदीस
एतु राहि पति पवडीआ चडीए होइ इकीस ।
सुणि गला आकास की कीटा आइ रीस ।
नानक नदरी पाइऐ कूडी कूड ठीस ॥ ३२ ॥

### શબ્દાર્થ.

બતીસવી=બત્રીસમી ઇક્દૂ=એક જીભો=જીભની લખ હોહિ=લાખ થાય લખવીસ=વીસ લક્ષ લખુ લખુ=લક્ષ લક્ષ ગેડા=વાર આખી અહિ=બોલુ એક નામુ=એક નામ જગદીસ=જગદીશ્વર એતુ=આ રાહિ=રસ્તે પતિ=સન્માન પવડીઆ=ચઢવાની નીસરણી ચડીએ=ચડીએ હોઈ=થાઉ ઈકીસ=ભળીને એકરૂપ સુણિ=સાભળી. ગલા=વાર્તા આકાસ-કી=આકાશની કીટા=કીટના આઈ=આવી. રીસ=આકાક્ષા નદરી=કૃપાથી. પાઇએ=પમાય કૂડી=મિથ્યા. કૂડે=મિથ્યા વાદીની ઠીસ=બડાઇ, બકવાટ

### ભાવાનુવાદ.

જો એક જીભની લક્ષ થાય, લક્ષની વીશ લક્ષ થાય "જગદીશ" એ એક નામ લક્ષ લક્ષ વાર બોલું. એ નામના જપને માર્ગે સન્માનની સીડીએ ચઢીને તેની સાથે એક થાઉ. આકાશની વાત સાભળી કીટના પ્રાણમા આકાક્ષા થઈ રે નાનક ! કૃપા દ્વારા તેમને મેળવી શકાય. બીજુ કંઇ જે બોલે તે મિથ્યાવાદીનો મિથ્યા બકવાટ ૩૨.

(૧) એત શબ્દનો અર્થ શ્રદ્ધા એક જણે કર્યો છે અર્થાત્ શ્રદ્ધા જ પથ.

## तेतीसवी पउडी.

आखणि जोरु चुपै नह जोरु ।
जोरु न मगण देण न जोरु ।
जोरु न जीवणि मरणि नह जोरु ।
जोरु न राजि मालि मनि सोरु ।
जोरु न सुरती गिआनी वीचारि ।
जोरु न जुगती छुटै संसारु ।
जिसु हथि जोरु करि वेखै सोइ ।
नानक उतमु नीचु न कोइ ॥ ३३ ॥

### શબ્દાર્થ

તેતીસવી=તેત્રીસમી આખણિ=કહેવાય નહિ જોરુ=શક્તિ ચુપૈ=ચૂપ થતા. મગણ=માગવાની દેણ=આપવાની જીવણિ=જીવને મરણિ=મરણે રાજિ=રાજ્યે. માલિ=ધને મનિ સોરુ=મનમા ઉત્તેજન કરવાની સુરતી=ધ્યાને ગિઆનિ=જ્ઞાને વીચારિ=વિચાર, તર્ક જુગતિ=યુક્તિ, ઉપાય છુટૈ સંસારુ= સંસારથી છૂટાય જિસુ=જેના હથિ=હાથે. કરિ વેખૈ=કરી જુઓ સોઇ=તે ઉતમુ નીચુ=ઉત્તમ, અધમ. ન કોઇ=કોઈ નથી

### ભાવાનુવાદ.

બોલવાની શક્તિ નહિ, મૌન ધારણ કરવાનું બળ નહિ. પ્રાર્થનાની શક્તિ નહિ, દાનની શક્તિ નહિ. જીવને મરણે કાંઇ શક્તિ નહિ રાજ્ય, ધન, મન ઉત્તેજનાની કાંઈ શક્તિ નહિ. ધ્યાન જ્ઞાન ચર્ચાની કંઇ શક્તિ નહિ. સંસાર ત્યાગની યુક્તિની (વૈરાગ્યની) શક્તિ નહિ. જો કોઇની શક્તિ હોય તો તે પ્રયોગ કરી જુઓ રે નાનક! આપણી ઇચ્છાથી ઉત્તમ અધમ કોઇ બનતું નથી. ૩૩

(૧) "દેણુ ન જોરુ" આપવાની પણ કંઇ શક્તિ નથી એ રીતે અર્થ પણ કરે છે.

(२) "मनि सोरु" कोइ कोइ એને રાજમાલનું વિશેષણ કરે છે, કહે છે, રાજમાલ જેવા જેઓ મનમાં તર્ક બાંધે છે.

(૩) નાનક કહે છેઃ તે જેને ઉત્તમ કહે તે ઉત્તમ અને જેને નીચ ગણે તે નીચ. અમારા ઉત્તમ નીચ કહેવાથી કોઇ તે પ્રકારે થતું નથી.

(૪) "જિસુ હથિ જોરુ" એ પંક્તિનો અર્થ ટ્રમ્પ સાહેબે કર્યો છેઃ પરમેશ્વર, જેના હાથમા શક્તિ છે, તે રચના કરી પોતે જુવે છે.

## चोतीसवीं पउडी.

रातीं रुती थितीं वार ।
पवण पाणि अगनी पाताल ।
तिसु विचि धरती थापि रखी धरमसाल ।
तिसु विचि जीअ जुगति के रग ।
तिनके नाम अनेक अनन्त ।
करमी करमी होइ वीचारु ।
सचा आपि सचा दरबारु ।
तिथै सोहनि पंच परवाणु ।
नदरी करमि पवै नीसाणु ।
कच पकाइ उथै पाइ ।
नानक गइआ जापै जाइ ॥ ३४ ॥

### શબ્દાર્થ.

ચોતીસવી=ચોત્રીસમી રાતી=રાત્રિ, દિન રાત્રિ રુતી=ઋતુ થિતી=તિથિ વાર=વાર પવણ=પવન, પાણી=પાણી અગની=અગ્નિ પાતાલ=પાતાળ તિસુ=તેની વિચિ=વચ્ચે ધરતી=પૃથ્વી થાપિ=સ્થાપિત કરી રખી=રાખી છે ધરમસાલ=દેવમન્દિર જીઅ=જીવ. જુગતિ=પ્રકાર, વિધિ, રગ=વ્યવ-

હાર તિનકે=તેઓના. કરમી=કર્મ હોઇ=થશે વીચારુ=વિચાર સચા આપિ=આપ સત્ય સચા દરબારુ=તેમનો દરબાર, ન્યાયમન્દિર, સત્ય તિથૈ=તેથી. સહનિ=શોભાયમાન પચ પરવાણુ=પાચ જન પ્રમાણિત નદરી=કૃપાદૃષ્ટિમા કરમિ=કર્મના પવૈ=પડે નીસાણુ=ચિન્હ કચ=કાચુ. પકાઇ=પાકુ ઉથૈ=ત્યા પાઇ=પમાય. ગઇઆ=ગયે. જાપૈ=જાણ્યુ જાઇ=જશે.

## ભાવાનુવાદ.

દિનરાત્રિ, ઋતુ, તિથિ, વાર, વાયુ, જલ, અગ્નિ, પાતાળ એ કાળ અને દેશમા પૃથ્વીને દેવમન્દિરરૂપે સ્થાપિત કરી રાખી છે તે પૃથ્વીમા નાના પ્રકારના જીવો નાના પ્રકારના વ્યવહાર કરે છે. તેઓના નામ અનેક અનત પ્રકારનાં છે કર્મ અનુસાર તેઓનો વિચાર થશે. પરમેશ્વર તમે જ સત્ય, તમારો દરબાર સત્ય તે દરબારે પ્રમાણિત સાધુઓ શોભા પામે ભગવાનની કૃપા પ્રત્યેક કાર્યને ચિન્હિત કરે તે દરબારમાં કોણ કાચુ અને કોણ પાકુ વા કોનુ કામ સારૂ વા મન્દ તેનો નિર્ણય થાય નાનક કહે છે ત્યા ગયે તે જાણી શકાય. ૩૪

(૧) બધો ઉપદેશ આપી નાનકદેવ ઉપસહારમા પાંચ ખંડ આ લૌકિક અને આધ્યાત્મિક જગત્‌ના વિભાગ કરી કહે છે. ૧. ધર્મખંડ. ૨. જ્ઞાનખડ, ૩. આનદખડ ૪. કૃપાખંડ ૫. સત્યખંડ. ધર્મખંડ આ પૃથ્વી જેને દેવમન્દિર રૂપે ભગવાને કાલ અને સ્થાન ( Time and Space ) માં સ્થાપન કરી છે. રાત્રિ શબ્દમા દિનરાત્રિ સમજવાનું. પાતાળ શબ્દમા આકાશ, પાતાળ બે સમજાય.

(૨) " કરમી કરમી હોઇ વીચારુ " કર્મ કરતા કરતા જ્ઞાનની ઉત્પત્તિ થાય એમ પણ કોઈ અર્થ કરે છે.

(૩) " નદરી કરમિ થવૈ નીસાણુ " કર્મ ઉપર કૃપા રૂપી ચિન્હ પ્રકાશિત થાય.

(૪) શેષ એ પંક્તિના અર્થ ટ્રમ્પ સાહેબે બીજા કરતા કંઇ જુદા કર્યા છે. તે કહે છે કે, ત્યારે અપરિપકવ જઈ પરિપકવ થાય અને તે સ્થાન કેવુ છે તે ત્યાં ગયેથી ખબર પડે.

## पैतीसवी पउडी.

धरमखंड का एहो धरमु ।
गिआनखंडका आखहु करमु ।
केते पवण पाणी बैसन्तर केते कान महेस ।
केते बरमे घाडति घडीअहि रूप रग के वेस ।
केतीआ करमभूमी मेर केते केते ध उपदेस ।
केते इन्द चन्द सूर केते केते मंडल देस ।
केते सिध बुध नाथ केते केते देवी वेस ।
केते देव दानव मुनि केते केते रतन समुन्द ।
केतीआ खाणी केतीआ बाणी केते पात नरिन्द ।
केतीआ सुरती सेवक केते नानक अन्तु न अन्तु ॥६५॥

## શબ્દાર્થ.

પૈતીસવી=પાત્રીસમી. ધરમખંડકા=ધર્મભૂમિના એહો=આ ધરમુ=ધર્મ ગિઆનખંડકા=જ્ઞાનભૂમિનો આખહુ=કહું છુ કરમુ=કર્મ કેતે=કેટલાય પવણુ=પવન પાણી=પાણી બૈસન્તર=અગ્નિ કેતે=કેટલાય કાન=કૃષ્ણ મહેસ=મહેશ, શિવ. બરમે=બ્રહ્મા ઘાડતિ=સૃષ્ટ ઘડીઅહિ=ઘડે છે રૂપ=રૂપ રગ=વર્ણ વેસ=વેશ, આકાર કેતિઆ=કેટલાય કરમ-ભૂમિ=કર્મભૂમિ મેર=સુમેરૂ કેતે=કેટલાય ધૂ=ધ્રુવ ઉપદેસ=ઉપદેશ કરે છે ઇન્દ=ઇન્દ્ર ચન્દ=ચન્દ્ર સૂર=સુરગણ મંડળ=ભૂમંડળ દેસ=દેશ સિધ=સિદ્ધ પુરૂષ બુધ=બુદ્ધ નાથ=યોગી દેવી=દેવી વેસ=વેશ રતન=રત્ન સમુન્દ=સમુદ્ર કેતીઆ=કેટલાય ખાણી=ખાણ બાણી=વાણી, શબ્દ પાત=પતિ નરિન્દ=નરેન્દ્ર સુરતી=ધ્યાન સેવક=સેવક

## ભાવાનુવાદ.

ધર્મભૂમિના ઉપર્યુક્ત નિયમ ઉપર કહી ગયા જ્ઞાનખંડનું કાર્ય શું તે કહે છે તે સ્થાને કેટલાય પવન, જલ, અગ્નિ છે; કેટલાય કૃષ્ણ અને મહેશ છે કેટલાય બ્રહ્મા સૃષ્ટ થઈ સૃષ્ટિકાર્યમા નિરત, નાના પ્રકારના રૂપ અને વર્ણના આકાર ઘડે છે કેટલીય કર્મભૂમિ અને સુમેરૂ રહ્યા છે, કેટલાય ધ્રુવ ઉપદેશ કરે છે કેટલાય ઇન્દ્ર, ચન્દ્ર, સુરગણ કેટલાય ભૂમંડલ કેટલાય દેશ રહ્યા છે કેટલાય સિદ્ધ, બુદ્ધ કેટલાય નાથ યોગી, કેટલીય દેવીઓ છે કેટલાય દેવ, દાનવ, મુનિયો કેટનાય, રત્ન અને રત્નાકર સમુદ્ર કેટલાય, કેટલીય ખાણો, કેટલાય શાસ્ત્ર વાણી, કેટલાય રાજા નરેંદ્ર કેટલાય ધ્યાની, કેટલાય સેવક, કેટલાય જે છે, નાનક કહે છે, નાનક કહે છે, તેનો અન્ત નથી. અન્ત નથી. ૩૫

(૧) ધરમખડ. પૃથ્વીમા પરિમિત વસ્તુ જોઈ શકાય. જ્ઞાન ઉર્જ્વલ થયે સમજાય કે બધુ અનંત છે. એ જ જ્ઞાનખડનું વિશેષત્વ.

## छतीसवी पउडी.

गिआन खंड महि गिआनु परचडु ।
तिथै नाद बिनोद कोड अनन्दु ।
सरम खंडकी बाणी रूपु ।
तिथै घाडनि घडीपै बहुतु अनुप ।
ताकीआ गला कथीआ ना जाहि ।
जे को कहै पिछै पछुताइ ।
तिथै घडीपै सुरति मति मनि बुधि ।
तिथै घडीपै सुरा सिधाकी सुधि ॥ ३६ ॥

## શબ્દાર્થ.

છતીસવી=છત્રીસમી મહિ=મા પરચડુ=પ્રચડ તિથૈ=ત્યા નાદ=શબ્દ બિનોદ=વિનોદકારી કોડ=કોટિ અનન્દુ=આનદ. સરમ=શરમ, વિનય.

શ્રમ, સ્મરણ, આનંદ ખંડકી=ખંડની બાણી=વાત રૂપુ=દર્શન. ઘાડતિ=ઘડીને ઘડીએ=ઘડે બહુતુ=ઘણા. અનુપ=અનુપમ સામગ્રી. તાકીઆ=તેમના ગલા=વાત. કથીઆ=કહી ના જાહિ=જાય નહિ જે કો=જો કોઇ કહૈ=કહે. પિછૈ=પાછળથી પછુતાઇ=પસ્તાય ઘડીઐ=ઉત્પન્ન છે સુરતિ=ચિન્તા મતિ=મત સુરા=સુરગણની સિધાકી=સિદ્ધની સુધિ=શુદ્ધિ વા જ્ઞાન

## ભાવાનુવાદ.

જ્ઞાનખંડમા જ્ઞાન પ્રચંડ પ્રતાપ યુક્ત છે ત્યા વિનોદકારી સંગીત અને કોટિ કોટિ આનંદ મળે, એ આનંદખંડનુ વાણી રૂપ (દર્શન) લઇયે. ત્યા અનેક અનુપમ રૂપ રચાયેલા છે તે દર્શનની વાત વાક્યમાં કહી જાય નહિ જો કોઇ કહેવાનો પ્રયત્ન કરે તો કંઇ બોલાયુ નહિ માની પાછળથી પસ્તાય ત્યા ધ્યાન, મત, મન, બુદ્ધિ ઉત્પન્ન છે, ત્યાં સુરગણ ઉત્પન્ન થયા છે ત્યાં સિદ્ધ પુરૂષોનો પવિત્રતાનો ચૈતન્ય ભાવ ઉત્પન્ન છે ૩૬

(૧) બ્રહ્મજ્ઞાનની પછી બ્રહ્માનંદ થાય એનું નામ "સરમખંડ". જ્ઞાનખંડમા આનંદનો આરંભ થાય આનંદ ખંડમા સૌન્દર્ય જોવાય ધર્મખંડનુ વક્તવ્ય એ કે જગતમા પ્રકૃતિમા જીવમા ભગવાન્ સત્યરૂપે અવસ્થિત છે. જ્ઞાનખંડનુ વક્તવ્ય એ કે અનંત ભાવે ભગવાન્‌ને જાણવા. આનંદખંડનુ વક્તવ્ય એ કે ભગવત રૂપનું દર્શન કરવુ.

## सैंतीसवी पउडी.

करम खंडकी बाणी जोरु ।
तिथै होरु न कोइ होरु ।
तिथै जोध महाबल सूर ।
तिन महि रामु रहिआ भरपूर ।
तिथ सीतो सीता महिमा माहि ।
ताके रूप न कथने जाहि ।
ना उंहि मरहि न ठागे जाहि ।

जिनकै रामु वसै मन माहि ।
तिथै भगत वसहि के लोअ ।
करहि अनन्दु सचा मनि सोइ ।
सच खंड वसै निरंकारु ।
करि करि वेखै नदरि निहाल ।
तिथै खंड मंडल वरभंड ।
जे को कथै त अन्त न अन्त ।
तिथै लोअ लोअ आकार ।
जिव जिव हुकमु तिवै तिवकार ।
वेखै विगसै करि वीचारु ।
नानक कथना करड़ा सार ॥ ३७ ॥

## શબ્દાર્થ.

સૈતીસવી=સાડત્રીસમી કરમખંડકી=કર્મખંડની, દયાખંડની આણી=કથા જોરુ=શક્તિ તિથૈ=ત્યાં હોરુ=બીજા ન કોઇ=કોઇને નહિ જોધ=યોદ્ધા મહાબળ=મહા બળવાન સૂર=શૂર તિન મહિ=તેઓમાં રામુ=પરમાત્મા રહિઆ=છે ભરપૂર=ભરપૂર, પૂર્ણ સીતો=સીતા, શાન્તિ સીતા=સિક્ત થઈ છે મહિમા=મહિમા માહિ=માં. મરહિ=મરે ઠાગે જાહિ=ઠગાય જિનકૈ=જેઓના રામુ વસૈ=પરમાત્મા વાસ કરે છે મન માહિ=મનમાં ભગત લોઅ=ભક્તો વસહિ=વાસ. કરહિ=કરે છે આનન્દુ=આનંદ સચામનિ=સત્ય મને સોઇ=તે સચ ખંડ=સત્ય ખંડે વસૈ=વાસ કરે છે નિરંકારુ=નિરાકાર ( બ્રહ્મ ) કરિ કરિ વેખૈ=સૃષ્ટિ કરી જુએ નદરિ=કૃપા દૃષ્ટિ દ્વારા નિહાલ=કૃતાર્થ તિથૈ=ત્યાં ખંડ=ભૂખંડ મંડલ=ભૂમંડલ વરભંડ=બ્રહ્માણ્ડ. જે કો=જો કોઇ કથૈ=કહે ત=તેનો અન્ત=અન્ત ન અન્ત=અન્ત નથી લોઅ લોઅ=ભુવન ઉપર ભુવન આકાર=સૃષ્ટિ જિવ જિવ=જે જે પ્રકારે હુકમુ=આદેશ તિવૈ તિવ=તે તે પ્રકારે કરિ=કાર્ય વૈખૈ=જુએ વિગસૈ=વિકસિત, આનંદિત થાય કરિ વીચારુ=વિચાર કરીને કથના=કહેવું કરડા=કઠણ સાર=લોહવત્

કૃપા ખંડની કથા સબળ છે, ત્યાં બીજા કોઈને પણ પ્રવેશનો અધિકાર નથી ત્યાં મહા બળવાન યોદ્ધાઓનો (જેઓએ જગત જીત્યું છે તેનો) વાસ છે તેઓમાં ભગવાન ભરપૂર ભર્યાં છે. ત્યાં ભગવત્ મહિમામાં કેવળ શાન્તિ જ સીંચાઈ રહી છે તે શાન્તિનું રૂપ શબ્દોમાં કહ્યું જાય નહિ. જેઓના હૃદયે ભગવાન્ વાસ કરે છે તેઓનું મૃત્યુ થતું નથી, તેઓ કોઈથી પણ ઠગાતા નથી. તે ભક્ત લોક; ત્યાં ભક્તગણ વાસ કરે છે, તેઓ હૃદયાનંદે સત્ય સ્વરૂપનો ઉપભોગ કરે છે સત્ય ખંડે નિરાકાર બ્રહ્મવાસ કરે છે. તે સૃષ્ટિ કરીને જુએ છે અને કૃપાદૃષ્ટિથી કૃતાર્થ કરે છે. ત્યાં ખંડ, ભૂમંડલ, બ્રહ્માન્ડ, બધું જ વિદ્યમાન છે. જો કોઈ કહેવા પ્રયત્ન કરે તો કહેશે કે તેનો અન્ત નથી, ત્યાં ભુવન ઉપર ભુવન અને સકળ સૃષ્ટિ વિદ્યમાન છે, તેમનો જેવો જેવો આદેશ, તેમ તેમ થાય છે. તે જુએ છે, આનંદ કરે છે અને જ્ઞાન દાન કરે છે. રે નાનક! સાર કથા કહેવી ઘણી કઠિન છે. ૩૭

(૧) કરમ શબ્દનો અર્થ કર્મ વા કૃપા. કર્મને ઉચ્ચ પદ આપવું કે કૃપાને ઉચ્ચ સ્થાને મૂકવી? ગુરૂ નાનકે પહેલ પ્રથમ કૃપા ઉપર આધાર રાખતાં શીખવાડયું; એથી અમને લાગે છે કે તેમણે સત્ખંડની નીચે જ કૃપાખંડને સ્થાન આપ્યું છે. સત્યખંડે બીજા જીવાત્માને કંઈ કાર્ય નથી. તે સ્થાને બ્રહ્મ પૂર્ણરૂપે વિદ્યમાન છે. તે ખંડે જીવને ભગવાન્ પોતાની કૃપા વડે લઈ જાય છે અને ભક્તને પોતાના સકલ આનંદના ભાગીદાર બનાવે છે. ભક્ત નાનક કર્મ અને સેવાને આટલું ઉચ્ચ સ્થાન આપે એમ લાગતું નથી.

## अठतीसवी पउडी.

जतु पाहारा धीरजु सुनिआरु ।
अहरणि मति वेदु हथीआरु ।
भउ खला अगनि तप ताउ ।
भांडा भाउ अमृतु तितुडालि ।
घडीऐ सबदु सची टकसाल ।
जिन कउ नदरि करमु तिन कार ।
नानक नदरी नदरि निहाल ॥ ३८ ॥

### શબ્દાર્થ.

અઠતીસવી=આડત્રીસમી જતુ=ઇન્દ્રિય જય, સયમ પાહારા=સોનીની દુકાન ધીરજુ=ધૈર્ય સુનિઆરુ=સોની અહરણિ=એરણુ, લોહખડ, જેના ઉપર ( સોનુ ) મૂકીને હથોડા મારે છે તે ( Anvil ) મતિ=મત, જ્ઞાન વેદુ=વેદ હથીઆરુ=હથોડી ભઉ=ભય. ખલા=ફૂકણી અગનિ=અગ્નિ તપતાઉ=તપસ્યાનો પ્રભાવ ભાડા=વાસણ, પાત્ર. ભાઉ=ભાવ અમૃતુ=અમૃત તિતુ=તેમા ડાલિ=રેડ ઘડીઅ=તૈયાર કર સબદુ=શબ્દ, વાણી, શાસ્ત્ર. સચી=સત્ય, ટકસાલ=ટકશાળ. જિનકઉ=જેની ઉપર. નદરિ=કૃપાદૃષ્ટિ. કરમુ=કર્મ તિન કાર=તેમની નદરી=કૃપામય. નદરિ=કૃપાદૃષ્ટિ નિહાલ= કૃતાર્થ (કર)

### ભાવાનુવાદ.

સયમ તે સોનાની દુકાન; ધૈર્ય તે સોની, મન એરણુ અને વેદ હથોડી ભય ફૂકણી અને તપસ્યા તે છે અગ્નિ પ્રેમનુ પાત્ર કરી તેમા અમૃત રેડ, તેમ થયે સત્ય ટકશાળમા સ્તોત્ર નિર્માણુ થશે જેની ઉપર કૃપાદૃષ્ટિ થઈ છે, દયા જ તેઓનુ જીવનકાર્ય છે. નાનક કહે છે હે કૃપામય! કૃપાદૃષ્ટિ કરી કૃતાર્થ કર ૩૮

(૧) ગુરૂની વાણીને " શબ્દ " કહે છે. ટંકશાળમાં જેમ રૂપીઆ તૈયાર થાય, સોનીની દુકાને અલંકાર થાય, તે રીતે સાધુસગતથી સાધુ વચન ઘડાય. તે સુવર્ણા-લંકારની સામગ્રીનું વર્ણન કર્યું. આ રીતે તે " શબ્દ "

દ્વારા ભગવાન્‌ની સ્તુતિ કર. સ્તુતિ કર્યાથી ભગવાન્‌ની કૃપા પામીશ. જેઓ ભગવત્ કૃપા પામે છે તેઓ ચૂપ બેસી રહી શકતા નથી. તેઓ બીજા પ્રતિ કૃપા કરે છે. તેઓનાં કાર્ય દયાભાવે પરિપૂર્ણ હોય છે. શેષ પંક્તિના ભિન્ન ભિન્ન અર્થ થાય.

(ક) તેઓને પરમેશ્વરે કૃપા દષ્ટિ દ્વારા ભક્તિ વા જ્ઞાન-રૂપી કાર્યનું દાન કર્યું છે. ગુરૂ નાનક કહે છે. પરમેશ્વર એવો તો કૃપામય છે કે તેમની કૃપાથી હુ મહા આ-નંદિત ( કૃતાર્થ ) થયો છું.

(ખ) જેઓના પ્રતિ ગુરૂ પરમાત્માની કૃપા ઊતરી છે તેઓ નિષ્કામ કર્મ પામ્યા છે. ગુરૂ નાનક કહે છે તે કૃપાની વાતો શુ કહુ ? પરમાત્માની કૃપાથી ભક્ત પોતે કૃતાર્થ થેયા છે, અને બીજાને ઉપદેશ આપી કૃતાર્થ કરે છે.

(ગ) જેઓ જ્ઞાનદષ્ટિ પામ્યા છે, તેઓનું કર્મકૃપા કરવી તે. નાનક કહે છેઃ જ્ઞાનદષ્ટિ સંપન્ન સાધુ પુરૂષ બ્રહ્મદષ્ટિદાન કરી બધાને કૃતાર્થ કરી દે છે.

(ઘ) જેઓના પ્રતિ તેમની કૃપા હોય તેઓએ જ એ કૃપાને પ્રાપ્ત કરી છે. તે કૃપા શી ? એ જ કે પરમા-ત્મા કૃપામય કૃપાદ્વારા તેઓના પ્રતિ જુએ

(ઙ ) જેઓ પ્રતિ ભગવાન્‌ની કૃપા તેઓ આ કાર્યે અર્થાત્ ટકશાળે શબ્દ ઘડવામા નિયુક્ત થાય. અને પર-માત્માની કૃપાદષ્ટિ લાભ કરી કૃતાર્થ થઈ જાય

(ચ) જેઓની ઉપર ભગવાનની કૃપાદષ્ટિ, તેઓનુ એ કાર્ય, જે પ્રાણુને પરમાત્મામા પરોવવો. ઉપર્યુક્ત શબ્દદ્વારા ગુરૂનાનક કહે છે જે એ પ્રકારના કૃપાપ્રાપ્ત ભક્ત પોતાની કૃપા દ્વારા બધાને કૃતાર્થ કરે છે.

## सलोक.

पवणु गुरु पाणी पिता माता धरति महतु ।
दिवसु राति दुइ दाइ दाइआ खेलै सगल जगतु ।
चगिआइया बुरिआइया वाचै धरमु हदूरि ।
करमी आपो आपणी के नेड़ै के दूरि ।
जिनि नामु धिआइआ गए मसकति घालि ।
नानक ते मुख उजले केती छुटी नालि ॥

### શબ્દાર્થ.

સલોક=શ્લોક પવણુ=પવન ગુરૂ=ઉપદેષ્ટા પાણી=પાણી પિતા=પિતા. માતા=માતા ધરતિ=પૃથ્વી મહતુ=મહાન દિવસુ રાતિ=દિન રાત દુઇ=બે. દાઇ દાઇઆ=ચાકર અને ચાકરડી ખેલૈ=ખેલાવે છે, રમાડે છે સગલ=સકળ. જગતુ=જગત ચગિઆઇયા=સારૂ કર્મ બુરિઆઇયા=ખોટુ કર્મ વાચૈ=વાચે, ઉચરે ધરમુ=ધર્મની, પરમેશ્વરની હદૂરિ=હજૂરમા, સંનિધાને કરમી=કર્મ પ્રમાણે આપો આપણી=આપો આપ કે=કોઇ નેડૈ=નિકટ કે દૂરિ=કોઇ દૂર જિનિ=જેઓએ નામુ ધિઆઇઆ=નામ ધ્યાન કર્યું છે ગએ=પાર ઊતર્યા છે મસકતિ=કલેશ ઘાલિ=પરિશ્રમદ્વારા અતિક્રમ કરી તે=તેઓના મુખ ઉજલે=મુખ ઊજળા છે કેતી=કેટલાય છુટી=છૂટે છે નાલિ=સાથે.

### ભાવાનુવાદ.

પવન ઉપદેષ્ટા, જલ પિતા, પૃથ્વી મ્હોટી માતા, દિવસ અને રાત તે બે ચાકર ચાકરણ જગતને ખેલાવે છે સારાં અને ખોટા કર્મને ધર્મની સંનિધે દોરીને લવાય છે. કર્મ અનુસાર આપો આપ કોઇ નિકટ કોઇ દૂર થઇ જાય છે. જેઓએ નામ ધ્યાન કર્યું છે તેઓનો બધો કલેશ જતો રહ્યો છે

રે નાનક ! તેઓના મુખ ઊજળા, કેટલાય લોક તેઓની સાથે પરિત્રાણ પામ્યા છે

(૧) મેકૉલિફ સાહેબે લખ્યું છે જે આ શ્લોક ગુરૂ નાનકનો રચેલો નથી. દ્વિતીય ગુરૂ અંગદેવે આ રચ્યો છે એ પ્રમાણે સીખો માને છે.

# જપજી સાર.

બીજ મંત્રમા એક નિરાકાર પરમેશ્વરની સ્તુતિ છેઃ એક ઓંકાર ' સત્યનામ, કર્તા-પુરૂષ, નિર્ભય, નિર્વૈર ' અકાલ મૂર્તિ, અયોનિ, સ્વયંભૂ ગુરૂ આનંદ ' તમારો જાપ કરૂ છુ, તમે આદિ-સત્ય, યુગાદિ સત્ય વર્તમાને સત્ય અને ભવિષ્યમા સત્ય.

૧. ચિન્તન કરતા તમે મળો નહિ અને ચૂપ થઇ રહેતા ય મળો નહિ કિન્તુ આત્માની ક્ષુધા ન મટે સમસ્ત પૃથ્વીનો ભાર માથે ઉપાડતા પણ ના મટે. ત્યારે કેમ કરી સત્યને મેળવાય. અને અનૃત સાથેનો સબન્ધ કાપી શકાય ? નાનક આ પ્રશ્ન કરી તેનો ઉત્તર આપે છે કે હુકુમ અનુસારે ચાલવાથી તેમ થઇ શકે, અને તે હૂકુમ પ્રત્યેકના અંતરે લખેલ છે

૨. એ હુકુમથી બધુ થાય. બધુ એ હુકુમમા સમાય. કોઇ તેની બહાર નથી જે હુકુમ જાણે છે તે સ્વને તજે છે. " અહંભાવ તેને રહે નહિ "

૩. શક્તિ હોય તો પરમેશ્વરના ગુણગાન કરો. તેની સ્તુતિ વંદના કરો પણ એમ માનશો નહિ કે આ ઉપાયથી તેને વશ કરીશ તે સ્વેચ્છાથી બધું કરે છે અને મનુષ્યાત્મામા સ્વતઃ સ્ફુરણ કરે છે.

૪ પરમાત્મા સત્ય ' તેનું નામ સત્ય ' તેની સ્તુતિ કરતા પ્રાણમા અપૂર્વ ભાવનો સંચાર થાય છે તેની કથા, તેની વાત, કેમ થઈ શકે ? શુ કરિયે તો તેને સતોષ કરાય ? અમૃત વેળાએ, બ્રહ્મ મુહૂર્તે તેના મહિમાનું ધ્યાન કરો. કર્મ કરવાથી સન્માન મળે, પણ મુક્તિ તો તેની કૃપાદ્વારા જ. એટલુ સમજ કે ભગવાન સર્વમય સત્યરૂપે છે. તેની કૃપા થાતા તેને પમાય.

૫. તે નિરાકાર પરમેશ્વરનું સ્થાપન ન થઈ શકે. તેની કલ્પના કરી જાય નહિ, તે સ્વપ્રકાશ. જેઓ તેની સેવા કરે છે તે સમાનિત

થાય છે. નાનક કહે છે તે ગુણુનિધાનના ગુણુગાન કરો, તેનો મહિમા શ્રવણુ કરો, અને ચિત્તમા પ્રેમ કરો; સકલ દુ:ખ દૂર થશે અને સુખ મળશે. તે ગુરૂના ગુરૂ પરમ ગુરૂથી શબ્દ, વેદ, દેવતાદિ ઉત્પન્ન થાય છે બધાં તેનામાં અવસ્થિત છે. તેને જાણીએ તો પણુ કહી શકાય નહિ તે શબ્દથી અગોચર છે. તે ગુરૂ એક વાત સમજાવી દે છે કે સકળ જીવનો દાતા એક માત્ર તે છે રખે આપણે તેને ભૂલી જઇયે.

૬ તેને પ્રાણુમા ધાર્યા વિના બહારનું સ્થાન, તીર્થ પર્યટન બધુ વૃથા. જો તેની કૃપા ન મળે તો સમગ્ર સૃષ્ટિ લઇને પણુ શુ કરૂં ? મનમા સમસ્ત રત્ન છૂપાયલા છે તેની પ્રાપ્તિ એક પરમ ગુરૂની શિક્ષાવડે થાય. તે ગુરૂ પોતે જ એક વાત શીખવે છે જે સકળ જીવના દાતા તે. રખે આપણે તેને ભૂલી જઇયે.

૭ ચાર યુગમા દશગણુ આયુષ્ય હોય, સંસારમા મહાયશ અને કીર્તિ મળી હોય, બધામા પ્રશસા મળે તથાપિ, ભગવાનની કૃપા પ્રાપ્ત ન કરાય તો બધુ જ નથી એમ સમજવુ મનુષ્ય ગમે તેવો મ્હોટો હોય તોય તે કીટની અપેક્ષાએ તુચ્છ છે જે પોતે અપરાધી હોય તે જ તેને દોષ આપે. નાનક કહે છે એક ભગવાન્ જ નિર્ગુણુને ગુણુ આપે અને ગુણુવાનને વધારે ગુણુસમ્પન્ન કરે, એવો કોઇ નથી જે ભગવાનને ગુણુ આપી શકે.

૮ નામશ્રવણુનું માહાત્મ્ય કહે છે, નામ શ્રવણુ કરવાથી મહાપુરૂષો થયા છે નામશ્રવણુથી પૃથ્વી આકાશ પાતાળ અને લોક લોકાન્તગનો મર્મ સમજાય છે. નામ શ્રવણુ કરતા મૃત્યુયત્રણાથી બચાય છે. નાનક કહે છે ભક્તો નામ શ્રવણુ કરી નિરતર આનંદમા રહે છે અને નામશ્રવણે જ દુ:ખ અને પાપ નાશ થાય છે.

૯. નામ શ્રવણે બીજુ શુ શુ થાય તેનો ઉલ્લેખ કરે છે; નામ શ્રવણે જ ઇન્દ્ર, બ્રહ્મા, અને મહેશ નિજ નિજ પદ પામ્યા છે. નામ શ્રવણે જ મર્યાદાપ્રાપ્તિ થાય છે. અને વેદ સ્મૃતિ અને અપરાપર

શાસ્ત્ર સમજાય છે, શારીરિક અને માનસિક તત્ત્વ સમજાય છે. નાનક કહે છે: ભક્તો એને લીધે જ હમેશા આનંદિ રહે છે અને દુ:ખ કે પાપ તેમને સ્પર્શ કરતા નથી

૧૦. શ્રવણનું બીજુ પણ ફળ છે કે સત્ય, સંતોષ અને જ્ઞાનની પ્રાપ્તિ થાય, તીર્થ સ્નાનનું ફળ મળે, વારવાર શાસ્ત્રપાઠ કરવાનું ફળ પણ નામ શ્રવણ કરવાથી પ્રાપ્ત થાય, અને સહજે ભગવાન્નુ ધ્યાન થાય એ જ કારણથી ભક્તો સર્વદા પ્રસન્ન તથા કલેશ અને પાપથી મુક્ત રહે છે.

૧૧ નામશ્રવણે ગુણના સમુદ્ર ભગવાન્મા અવગાહન સ્નાન થાય. નામશ્રવણે પીર બાદશાહ ઉચ્ચપદ પામ્યા છે. આંધળા પથ પામ્યા છે, અસભવિત તે સભવિત થાય છે એને લીધે નામશ્રવણ કરી ભક્તો સદા વિકસિત અને દુ ખ પાપથી વિમુક્ત થાય છે.

૧૨ નામગાનનો મહિમા કહીને નામશ્રવણનું માહાત્મ્ય વારંવાર સમજાવ્યું હવે મનનની શક્તિ વર્ણવે છે.

મનનની વાત કહી જાય નહિ. જો કોઇ કહે તો હાર પામે અને કહે કે એમ કરવા કેમ ગયો? કાગળ કલમે લખ્યુ જાય નહિ, મને મને વિચાર કરો પ્રભુનુ નામ નિરજન કોઇ કોઇ મનુષ્ય તેનુ મનન કરી જાણે, બધા કરી શકે નહિ

૧૩ મનન કરતા મન બુદ્ધિ જાગ્રત્ થાય, સકલ ભુવનનું જ્ઞાન થાય મનનથી બધા સતાપથી હારી જતાં બચાય યમ સાથે મૃત્યુ લોકે જવુ ન પડે અહા! પ્રભુનું નામ નિરજન કોઇ કોઇ એવા છે કે જેઓ એનુ મનન કરી જાણે

૧૪ મનન કરતા ધર્મપથમા બાધા વિઘ્ન રહે નહિ. મનનકારી સન્માનિત થઇ લોકોમા પ્રસિદ્ધ થાય. મનનના બળે ધર્મયોગથી ભ્રષ્ટ થતા બચે એટલું જ નહિ, પણ ધર્મ સાથે સંબધ થાય. પ્રભુનુ નામ નિરજન, કોઇ કોઇ વ્યક્તિ જ તેનુ મનન કરી જાણે.

૧૫. મનનના બળે મોક્ષદ્વાર પ્રાપ્ત થાય; પોતે એકલો જ નહિ, પણ સમસ્ત મંડળી અને પરિવારને લઈ જઈ શકે; ગુરૂ પોતે તરે અને શિષ્યને તારે; મનન કરવાથી વારે વારે જન્મ ગ્રહણ કરી મુક્તિની ભિક્ષા માગતા ભમવુ ન પડે. અહા ! એવા નિરંજન નામનુ કોઇ કોઇ મનન કરી જાણે.

૧૬. સાધુ પુરૂષો ભગવાનનુ મનન કરે અને પ્રભુના દરબારમા શોભિત થાય. તેઓ ભગવત્ ધ્યાને જ નિયુક્ત રહે, એ શિવાય બીજુ શુ થઈ શકે ? તેના કાર્ય અસંખ્ય, ગણના થાય નહિ. સત્ય પવિત્ર ધર્મ દયાથી ઉત્પન્ન થયો છે; ભગવાન્ સૂત્રધાર બનીને સંતોષરૂપી સૂત્રદ્વારા બધાંને ધરી રાખે છે અને જણાવે છે. આ વાત જે સમજે છે તે સત્ય ધર્મ સમજે છે. લોકો કહે છે કે આ સૃષ્ટિ બળદ ઉપર અવસ્થિત; વળી તે બળદ કોની ઉપર પ્રતિષ્ઠિત ? વળી તેની નીચે શુ છે ? એમ વિચાર કરવાથી શું વળે ? કદિ પાર આવે નહિ એ બધી વાત કોણ લખી શકે ? કોણ વર્ણવી શકે ? કેટલી શક્તિ ? કેવુ તેનુ સૌન્દર્ય ? કેવી તેની દયા ? એ કંઇ લખવાની વસ્તુ નથી. એક ઇચ્છા દ્વારા તે ઉત્પન્ન કરે છે અને ધરી રાખે છે. હુ શુ કહી શકું ? હું તો અતિ તુચ્છ છુ. તેના ચરણમા સંપ્રદાનને પણ યોગ્ય નહિ હે પ્રભુ ! તું જે કરે તે ભલુ; હે દેવતા ! તું જાગ્રત્ જીવન્ત નિરાકાર

૧૭ અસંખ્ય જપ, અસંખ્ય ભાવ, અસંખ્ય પૂજા, અસંખ્ય તપસ્યા, અસંખ્ય ગ્રંથ, અસંખ્ય વેદપાઠી, અસંખ્ય યોગી, અસંખ્ય વૈરાગી, અસંખ્ય ભક્ત, અસંખ્ય દાતા, અસંખ્ય સત્યવાદીઓ, અસંખ્ય શૂરવીરો, અસંખ્ય મુનિ થયા છે. છતા તારી જે ઇચ્છા તે જ અમારે માટે સારૂ છે. તું નિરાકાર પ્રભુ સદા વિરાજિત.

૧૮. અસંખ્ય સારા માણસો જ નહિ, અસંખ્ય ખરાબ લોક પણ છે, તે નિરર્થક નિન્દા કરી પારકો ભાર માથે ઉપાડે છે. નાનક કહે છે હુંય નીચ, હું એક નિમિષ માત્ર તમારામા આત્મ સમ-

પણ કરી શક્યો નહિ તુ જે કરે તે ભલુ. સર્વદા અમારી પાસે નિરાકાર છતા પ્રકાશિત રહે

૧૯. અસખ્ય નામે અસખ્ય સ્થાને અસખ્ય લોક રહ્યા છે. અસખ્ય અસખ્ય બોલતાં માથુ ભમી જાય. અક્ષર દ્વારા તમારૂ નામ અને ગુણ-ગાન થાય. તેથી જ અમારૂં લખાણુ અમારી ભાષામા, અમારા અદષ્ટની વાત પણ તેમા લખાય છે. તમે જેવી આજ્ઞા કરો તેમ થાય. જે થાય છે તેનુ એક નામ આપો છો, નામ વિના કોઇ વસ્તુ નથી. તમારા મહિમાને જ્ઞાનદ્વારા કોણુ સ્વાધીન કરી શકે? હું તો અતિતુચ્છ છુ, ઉપહારયોગ્ય જરા પણ નથી; જે કરો તે બધુય સારૂ તું જાગ્રત્ જીવન્ત નિરાકાર દેવતા.

૨૦. પવિત્ર ન થતાં કઇ થઈ શકે નહિ તે વિશે કહે છે; શરીર મલિન થતા જળથી, વસ્ત્ર મલિન થતા સાબુથી ધોવાય; એવી રીતે મન મલિન થતા નામ દ્વારા પવિત્ર કરાય. માત્ર શબ્દ બોલવાથી કઇ થાય નહિ. પોતપોતાના કર્મનું ફળ ભોગવવુ જોઇએ. નાનક કહે છે આ સસારે આગમન અને અહિથી પ્રસ્થાન ભગવાનના આદેશે જ થાય છે.

૨૧ બ્હારના તીર્થ કરવાથી, તપસ્યા કરવાથી, દયા કરવાથી, જે કઈ માન મળે, અને આતર તીર્થે પવિત્ર થઇ સ્નાન કરતા શ્રવણથી મનનથી અને તમારા પ્રતિ પ્રેમ કરવાથી જે કઇ ફળ મળે તે બધુ તમારે ગુણે જ, અમારો કઇ ગુણ નહિ. તમારી કૃપાથી જ ભક્તિ થાય. હે મગળ સ્વરૂપ! હે આદિ! હે બ્રહ્મ! હે સત્ય! હે શોભનીય મનોહર સુન્દર! બોલો બોલો કયે વખતે આ સકલ સુન્દર જગત સરજ્યુ? પડિતો જાણે નહિ, કાજીઓ જાણે નહિ, જાણ્યું હોત તો નિજ નિજ શાસ્ત્રે, પુરાણે કુરાને લખી રાખત. જોગીઓ પણ જાણે નહિ; જેણે સૃષ્ટિ કરી છે તે જ જાણે જુદા જુદા લોક જુદી જુદી વાત કહે છે. બધા માને છે કે અમે સુચતુર ભગવાન્ મહાન, તેનુ નામ પણ મહત્ જે એમ માને કે બધુંય સ્વતઃ થયું છે તે આ પંથે બહુ આગળ વધી શકે નહિ.

૨૨. આકાશ પાતાલ બધાના ખૂણે ખૂણા તપાસ્યા. વેદ પુરાણ એક જ વાત કહે છે જે લખી શકાય તો લખ્યુ હોત. જે લખે તે પણ લખતા લખતા વિનાશ પામે. નાનક કહે છે, તેને મહત્ કહો; તે પોતે પોતાને જાણે.

૨૩. સ્તુતિ વદનાકારી વદના કરે છે, કિન્તુ તેમને કેટલે સુધી જાણે ? નદીનો પ્રવાહ સમુદ્રે જઇ પડે, પણ સમુદ્રને કોણ જાણે? તું સમુદ્ર, તારી સપત્તિ પર્વત સમાન, અમે કીટના જેવા પણ નથી; અમે શુ જાણીએ ?

૨૪. તુ અનત, તારા ગુણોનો અંત નથી, એમ કહેવાથી અંત આવતો નથી. તારી કોઇ વસ્તુનો અંત નથી. તે જાણવા માટે ઘણા માણસો વ્યાકુલિત છે, ઘણા માણસો બહુ આરાધના કરે, તપસ્યા કરે, પણ પાર પામે નહિ. જેમ વધુ પ્રયત્ન તેમ તેમ વધુ વધુ ભારે લાગે. તું મહાન્, તારૂ સ્થાન ઉચ્ચ. ઉચ્ચની પણ ઉપર તારૂ નામ. ઉચ્ચ કદિ કોઇ એવડો મ્હોટો થાય તો તે ત્યા પહોચે; તું કેવડો મ્હોટો તે તું પોતે જ જાણે છે. નિજ કરુણાગુણે તું કૃપા કરે છે.

૨૫ તમારી કૃપા કથા લખતા પાર ન આવે. કેટલુ એ દાન આપો છો છતા બદલામા કઇ ઇચ્છતા નથી. બહુ લોકો તમારી પાસે ભિક્ષા માગે છે, મહા શક્તિશાળી પણ માગે છે અને દીન દરિદ્ર પણ માગે છે બહુ લોક મેળવી ભૂલી જાય છે, બહુ લોક અસ્વીકાર કરે છે, કેટલાક લોક ભોગવે છે. એ બધુ જ તમારૂં દાન. કોઇ બદી, કોઇ મુકત, આ શિવાય કોણ શુ કહી શકે ? જો બીજી વાત બોલે તો તરત માર ખાય આપ બધી વાત જાણો અને આપો. બધા બોલે છે પણ થોડા જ લોક જાણી શકે છે. કૃપા કરી જેમને ગુણ-ગાનની શક્તિ આપો છો તેઓજ મનુષ્યો મધ્યે રાજરાજેન્દ્ર.

૨૬. તમારા ગુણ અમૂલ્ય-તમારૂ બધુંજ અમૂલ્ય. ભક્તો જેઓ તમારૂં ગુણગાન કરે છે તેઓ અમૂલ્ય. જેઓ તેમનો સગ પામે તેઓ પણ અમૂલ્ય. એ અમૂલ્યની વાત કહી જાય નહિ. કહેતા

કહેતા બધા થાકે. વેદ, પુરાણ વ્યાખ્યાન બધા હાર માને છે. બ્રહ્મા ઇન્દ્ર, કૃષ્ણ, ગોપી, મહાદેવ, સિદ્ધ, બુદ્ધ, દેવતા, મુનિ બધાય કહેવાનો પ્રયાસ કરે છે, પણ કોઇ કહી શકતું નથી. મહાન્ કહી જે વિચારે તે જ મહત્ થાય. નાનક કહે છે તે સત્ય સ્વરૂપ, બીજું કંઇ કહેવુ તે મૂર્ખતા.

૨૭ તમારો પરિચય કઇ પમાય ? ક્યા બેસી, કેવી રીતે સર્જન કરો છો અને સકલનું પ્રતિપાલન કરો છો, એજ ગાન બધાએ ગાયુ છે, પ્રકૃતિએ ગાયુ, ધર્મરાજે ગાયુ, દેવતા સુરનરે સિદ્ધે, બધાએ ગાન કર્યું. જે તમારૂં ગાન કરે તે જ ભક્ત થાય. હું ગાનારની ગણત્રી શુ કરૂં ? તેમની સખ્યા કલ્પી પણ શકું નહિ. તમે સત્ય, તમારૂ નામ સત્ય. તમારી રચના સત્ય, તમે છો, નિરંતર રહેશો. બહુવિધ રચના કરી છે, કરો છો, પોતાની રચના પોતે દેખો છો. જે તમારી ઇચ્છા તે જ કરો છો, તમને કોણ શુ કહી શકે ? તમે રાજાના રાજા; નાનક તમારી ઇચ્છાને આધીન.

૨૮. જોગીઓ બહારના આડબરની વાત કહે છે. સત્ય યોગી થવુ હોય તો સતોષ, વિનય, ધ્યાન, પવિત્રતા જ્ઞાન જોઇયે. બધા મનુષ્યોને એક સપ્રદાયની અન્તર્ગત કરી મનનો જય કરી તમને નમસ્કાર કરવા જોઇયે. તમે આદિ, અનાદિ, અવર્ણ, અવ્યય, ચિરકાળ એક આકારે વિદ્યમાન.

૨૯. જ્ઞાન તે અમારા ભોજનની સામગ્રી, તમારી દયા તે ભડાર ઘટ ઘટમા શબ્દદ્વારા આહ્વાન કરો છો, તમને હૃદયમા પામવા જોઇયે. રિદ્ધિસિદ્ધિ મળ્યે શુ વળે ? તમારી સાથે સયોગ અને તમારી સાથે વિયોગ એ બે જ કામ પૃથ્વીમા ચાલે છે જેને ભાગે જે આવે તે લે. તમને નમસ્કાર.

૩૦ એક બ્રહ્મ તમે સંકલ્પદ્વારા સૃષ્ટિ કરી છે. તમારા ત્રણ શિષ્ય પ્રસિદ્ધ છે. એક સૃષ્ટિ રચે છે, બીજો પ્રતિપાલન કરે છે, અને ત્રીજો ન્યાય કરે છે અને ધ્વસ કરે છે. જેવી તમારી ઇચ્છા તેમ જ થાય; બહુ વાતો કરવી તે માત્ર વિડંબના તમને નમસ્કાર.

૩૧. લોક લોકાન્તરની સૃષ્ટિ કરી છે. જે કંઇ કરવાનું હતું તે કરી દીધું છે. પોતે પોતાની સૃષ્ટિને જુઓ છો. નાનક કહે છે સત્ય પુરૂષનું બધુ કાર્યજ સત્ય. તમને નમસ્કાર.

૩૨. એક જીભની કરોડ થાય અને કરોડ કરોડ વાર જગદીશ નામનો જપ થાય, એ રીતે તમારી સાથે યુક્ત થવાય. આકાશની વાત સાભળી પતગિયાને ઇચ્છા થઇ કે આને તરી જવાશે. તમારી કૃપા થતા બધુય થાય, નહિ તો એ બધીય મિથ્યા કલ્પના.

૩૩. બોલવાની શક્તિ નહિ, ચૂપ રહેવાનું બળ નહિ, ભિક્ષાની શક્તિ નહિ, દાનની શક્તિ નહિ, જીવન મરણમા કઇ શક્તિ નહિ, પૃથ્વીના ધન રાજ્યની શક્તિ નહિ, જ્ઞાન ધ્યાનની કઇ શક્તિ નહિ, સસાર પરિત્યાગ કરતા શક્તિ આવે નહિ. જો કોઇની શક્તિ હોય તો પરીક્ષા કરી જુઓ. નાનક કહે છે મારી તમારી ઇચ્છાથી કઇ નહિ થાય. ભગવાન્ જાણે છે કોણ ઉત્તમ કોણ અધમ.

૩૪. પૃથ્વીની પચતત્ત્વ વડે સૃષ્ટિ રચી તેમા ભગવાને એ પૃથ્વીને દેવમન્દિર રૂપે સ્થાપિત કરી છે. તેમા જીવોને જ્ઞાનના પૂતળાં કર્યા છે. તેના નામ અનન્ત, કર્મ કરવાથી તે જ્ઞાન પ્રાપ્ત થાય. તે સત્ય સ્વરૂપ સ્વયં દરબારે બેઠા છે. ત્યા જ શ્રેષ્ઠ સાધુઓ શોભિત થતાં બેસે છે. તેમને કપાળે કૃપાનું ચિન્હ છે. કોણ અસલ, કોણ નકલ, તે ત્યાં જવાથી જણાય જાય.

૩૫. દેવમન્દિરમા ધર્મખડનો એ નિયમ. જ્ઞાનખડની વાત એ જે તે સ્થાને બધુ અનત કેટલા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, કેટલા બુદ્ધ સિદ્ધ, કેટલા રાજા, કેટલા ધ્યાની, કેટલા સેવક નાનક કહે છે, તેઓનો અંત નથી, અંત નથી.

૩૬. જ્ઞાનખડે જ્ઞાન જ પ્રચંડ; અંતે આનન્દ પ્રાપ્તિ. આ ખડનું નામ પરમખડ અથવા આનન્દ ખડ. અહિ સુંદર રૂપસૃષ્ટિ દૃષ્ટિગોચર થાય. અહિં કેટલું સૌન્દર્ય ભેગુ થયું છે તે વર્ણવી શકાય

તેમ નથી. અહિ ધ્યાન, મત, મન, બુદ્ધિ બધુ સરજેલુ છે. અહિ જ સિદ્ધ પુરૂષોની ચૈતન્ય ભાવની સૃષ્ટિ થાય.

૩૭. ધર્મખંડ, અને આનન્દખંડની ઉપર કૃપાખંડ છે. ત્યા શક્તિ શિવાય કઇ નથી. આ પ્રદેશમા ભક્તો વાસ કરે છે અહિ મનમા આનન્દનો વાસ થાય. આની ઉપર સત્યખંડ એ પ્રદેશની વાત કહેવાનું ઘણું કઠણ. અહિ નિરાકાર બ્રહ્મ સ્વયં વાસ કરે છે પોતે જ પોતાની કૃપામા સૌને જુએ છે તેનો જે આદેશ તે પ્રમાણે બધુ થાય.

૩૮ ભગવાનની કૃપા સિવાય કઇ નથી કિન્તુ મનુષ્યનુ કર્તવ્ય પણ કઇક છે. તેનો ઉપદેશ આપે છે. મનુષ્યની સમસ્ત શક્તિ અને દેવ પ્રસાદ ક્યા એક થાય ? ભક્તહૃદયે એ સ્તુતિ શી રીતે તૈયાર થાય ? સત્યની ટંકશાળે રચવા માટે ક્યા કય પદાર્થ આવશ્યક છે ? સંયમ પ્રથમ, સોનીની દુકાનનુ સ્વરૂપ બીજુ ધૈર્ય સોની થઇ ત્યા બેઠો છે, ત્રીજુ સોનીની એરણ જેના ઉપર આઘાત પડે છે; ચોથુ જ્ઞાન શસ્ત્ર; પાચમો ભય કૂંકણી, છઠ્ઠુ તપસ્યા અને વૈરાગ્ય અગ્નિ તથા તેનો ઉત્તાપ, સાતમુ ભવરૂપી કુડલી; આઠમું અમૃત એમા નાખવુ આમ ટંકશાળે શબ્દ ( સ્તુતિવંદના ) તૈયાર થાય. પણ એટલાથી પતે નહિ; ભગવાનની કૃપા આવશ્યક છે જેમ પ્રાણહીન શરીર વ્યર્થ તેમ કૃપા સિવાય બધુય વ્યર્થ. પરંતુ કૃપા મનુષ્યને સ્વાધીન નથી કૃપા કરવી એ પ્રભુનું કાર્ય છે, તેથી નાનક વિનીત થઇ પ્રાર્થના કરે છે, હે કૃપામય ! કૃપાદૃષ્ટિ કરી ચરિતાર્થ કરો.

શ્લોક —આ પ્રકૃતિમા મનુષ્યને રાખી તેના પ્રતિપાલન માટે બધા ઉપાયો ભગવાને ઘડયા છે. પોતપોતાના કર્મ અનુસારે બધા તેની પાસે કે તેનાથી દૂર જાય છે. નામ ધ્યાન દ્વારા બધો પરિશ્રમ ટળે. નાનક કહે છે, નામધ્યાન કરી પોતે ઉજ્જ્વલ થાય અને તેની સાથે બહુ લોક મુક્તિ પામે હરિ ૐ



